શ્રી ચારિત્ર સ્મારક-ગ્રન્થમાળા-ગ્રન્થાંક-૪૭

# શ્રીજિન-સ્તવમાલા

સ્નાત્રપૂજા, ચૈત્યવંદન, સ્તવન, સ્તુતિ પદ,
સજ્ઝાય, ભાવના નવસ્મરણ આદિનો સંગ્રહ



શાહ પોપટલાલ રવચંદભાઈ તરફથી
તેમના પૂજ્ય પિતાશ્રી
શાહ રવચંદભાઈ કેવળદાસના
પુણ્યસ્મરણાર્થે ભેટ

: પ્રાપ્તિસ્થાન :

શાહ પોપટલાલ રવચંદભાઈ
૨, ભારતીનિવાસ સોસાયટી,
એલિસબ્રીજ : અમદાવાદ-૬

સંવત ૨૦૦૭]  [ઈ. સ. ૧૯૫૧

મૂલ્ય : સદુપયોગ

પ્રકાશક :
શ્રી ચારિત્ર સ્મારક ગ્રન્થમાલા
તરફથી
શાહ ચંદુભાઈ લખુભાઈ પરિખ
નાગજીભુદરની પોળ, અમદાવાદ.

મુદ્રક :
ગોવિંદલાલ જગશીભાઈ શાહ
શારદા મુદ્રણાલય,
પાનકોરનાકા : અમદાવાદ



શ્રદ્ધેય પિતાશ્રી

શા. રવચંદદાસ કેવલદાસ

. સં ૧૯૪૩ વૈશાખી પુનમ : મૃત્યુ: સં. ૨૦૦૬ કારતિકી પૂનમ

# અ ર્પ ણ

પૂજ્ય પિતાશ્રી

શ્રી સ્વરૂપચંદભાઈ કેવળદાસને

ચરણે



શ્રદ્ધેય પૂજ્ય પિતાશ્રી!

**આપના** આત્મવિકાસ તરફ નજર કરીએ છીએ, ત્યારે અમારાથી ધન્યભાવની વાણી બોલાઈ જાય છે ને અમારુ મસ્તક પૂજ્યભાવથી નમી પડે છે આપની ત્રેસઠ વર્ષની આયુષ્યમર્યાદા—આપનો સં ૧૯૪૩ ના વૈશાખી પૂનમે જન્મ થયો અને સં ૨૦૦૬ના કાર્તિકી પૂર્ણિમાના પવિત્ર દિવસે અમદાવાદમા ભારતીનિવાસ સોસાયટીમા સ્વર્ગગમન થયુ—તે દરમિયાન આપે ઘણો આત્મવિકાસ સાધ્યો હતો વ્યવહાર અને ધર્મ, બન્નેનો સારો સમન્વય કર્યો હતો

અમારા પૂ માતુશ્રી શ્રીમદાકોરબહેન તથા અમો નાનચંદભાઈ, પોપટલાલ, હરિલાલ, અમૃતલાલ, કાંતિલાલ, જયન્તીલાલ, કાંતાબેન અને ચંપાબેન એમ ૮ ભાઈ-બહેનોમા તેમજ અમારા પુત્ર-પુત્રીઓમા અને સ્વગત ચંપાબેનના પુત્ર વિક્રમકુમારમા જે કાંઈ સુખ, શાંતિ અને ધર્મની લાગણી છે, તે તમારા વાત્સલ્યભાવ અને ધર્મપ્રેરણાનુ જ સુપરિણામ છે

આપે ઇ સ. ૧૯૮૧માં ભારતના અનેક જૈન તીર્થોની યાત્રા કરી. અમદાવાદમા જૈન પ્રાચ્યવિદ્યાભવન વિગેરે અનેક

સંસ્થાઓમાં આજીવન સભાસદ બની પૂર્ણ સહયોગ આપ્યો; તેમજ તેનું સુસંચાલન કરી વિદ્યા પ્રત્યેનો અનુરાગ બતાવ્યો; અને વીંઝોકરામાં શ્રીસંઘના અગ્રણી તરીકે કાર્ય બજાવ્યું એટલે આપે એક અગ્રગણ્ય જૈન તરીકે ધર્મની પણ યથાશક્તિ સેવા બજાવી હતી.

આપે વિ. સં. ૨૦૦૭માં પૂ. ગુરુદેવ શ્રીદર્શનવિજયજી મહારાજ પૂ.શ્રી. જ્ઞાનવિજયજી મ. તથા સ્વ. પૂ.શ્રી. ન્યાયવિજયજી મ. આદિ (ત્રિપુટી) જૈન કો. હા. સોસાયટીમાં ચોમાસું રહ્યા ત્યારે તેમનાં વ્યાખ્યાનો સાંભળી, આત્મવિકાસ અર્થે નાણ માંડી સમ્યક્ત્વપૂર્વક શ્રાવકનાં બાર વ્રતો અને આજીવન ચતુર્થ વ્રત (બ્રહ્મચર્ય)નો સ્વીકાર કરી સાચા જૈન તરીકે જીવન જીવી જાણ્યું.

પરમતારક જિનેશ્વર ભગવાન પ્રત્યેનો અચલ પ્રેમ પરમ શાંત સ્વભાવ, ઉદારતા, ગુપ્ત દાન વિગેરે ગુણો આપમાં વાસ કરી રહ્યા હતા. અમો આપના એ ગુણોની સદા અનુમોદના કરીએ છીએ, ને શાસનદેવ પ્રત્યે પ્રાર્થના કરીએ છીએ કે અમોને તમારા એ ગુણોનો વારસો મળે એવી શક્તિ તથા ભક્તિ પ્રાપ્ત થજો.

આ રીતે આપની અનેકવિધ સૌરભથી આકર્ષાઇ અમો આપને આ નાનકડી પુસ્તિકા સપ્રેમ સાદર કરીએ છીએ.

લિ.

આપનો સદાનો ઋણી બાલક,

પોપટલાલ

વિ. સં. ૨૦૦૭ મહા સુદિ ૧૫

બં. નં. ૨ ભારતીનિવાસ સોસાયટી,

એલિસબ્રીજ, અમદાવાદ–૬

# અનુક્રમણિકા

॥ वीतराय नित्यं नमः ॥

# શ્રી
# જિન-સ્તવ-માલા

## શ્રીજિનમન્દિરમાં પ્રવેશ

દેરાસરમા પેસતા પ્રથમ 'નિસીહિ' કહેવી છેટેથી પ્રભુનું મુખ જોતાં ભક્તિપૂર્વક બે હાથ જોડી કરી મસ્તકે લગાડી 'નમો જિણાણં' બોલવુ જ્યા પ્રદક્ષિણા ફરી શકાય ત્યાં ત્રણ પ્રદક્ષિણા દેવી પ્રદક્ષિણા ફરતા અને ફર્યા પછી દેરાસરમાથી આશાતના ટાળવા બનતું કરવુ પછી મૂળનાયકની સન્મુખ જઈ સ્તુતિના શ્લોકો બોલવા પુરુષોએ જમણી બાજુ અને સ્ત્રીઓએ ડાબી બાજુએ ઊભા રહેવુ સ્તુતિ બોલતી વખતે પોતાનુ અર્ધું અંગ નમાવવુ

પૂજા કરનારે પોતાના કપાળમા, ગળે, છાતીએ અને નાભિએ—એમ ચાર તિલક કરવા પછી બીજી વખત 'નિસીહિ' કહી દ્રવ્યપૂજામા જોડાવુ

## પ્રભુસન્મુખ બોલવાના શ્લોકો

પૂર્ણાનન્દમયં મહોદયમયં, કૈવલ્યચિદ્દૃઙ્મયં,
રૂપાતીતમયં સ્વરૂપરમણં, સ્વાભાવિકીશ્રીમયમ્;
જ્ઞાનોદ્યોતમયં કૃપારસમયં, સ્યાદ્વાદવિદ્યાલયં,
શ્રીસિદ્ધાચલતીર્થરાજમનિશં, વન્દેઽહમાદીશ્વરમ્. ૧

નેત્રાનન્દકરી ભવોદધિતરી, શ્રેયસ્તરોર્મંજરી,
શ્રીસદ્ધર્મમહાનરેન્દ્રનગરી, વ્યાપલ્લતાધૂમરી;
હર્ષોત્કર્ષશુભપ્રભાવલહરી, રાગદ્વિષાં જિત્વરી,
મૂર્ત્તિઃ શ્રીજિનપુંગવસ્ય ભવતુ, શ્રેયસ્કરી દેહિનામ્. ૨

પાતાલં કલયન્ ધરાં ધવલયન્નાકાશમાપૂરયન્,
દિક્ચક્રં ક્રમયન્ સુરાસુરનરશ્રેણીં ચ વિસ્માપયન્;
બ્રહ્માંડં સુખયન્ જલાનિ જલધેઃ ફેનચ્છલાલ્લોલયન્,
શ્રીચિન્તામણિપાર્શ્વસંભવયશો-હંસશ્ચિરં રાજતે. ૩

શ્રીમદ્ગૂર્જરદેશભૂષણમણિં સર્વજ્ઞતાધારકં,
મિથ્યાજ્ઞાનતમઃપલાયનવિધાવુદ્યત્પ્રભં તાયિનમ્;
પાર્શ્વસ્થાદ્ભુતપાર્શ્વયક્ષપતિના, સંસેવ્યપાર્શ્વદ્વયં,
શ્રીશંખેશ્વરપાર્શ્વનાથમહમાનન્દેન વન્દે સદા. ૪

દિટ્ઠે તુહ મુહ-કમલે-તિન્નિવિ નટ્ઠાઇં નિરવસેસાઈં;
દારિદ્દં દોહગ્ગં, જમ્મંતરસંચિયં પાવં. ૫

જન્મવાનસ્મિ ધન્યોઽસ્મિ, કૃતકૃત્યોઽસ્મિ યન્મુહુઃ;
જાતોઽસ્મિ ત્વદ્ગુણગ્રામ-રામણીયકલમ્પટઃ ૬

ધન્યોઽહં કૃતપુણ્યોઽહં નિસ્તીર્ણોઽહં ભવાર્ણવાત્,
અનાદિભવકાન્તારે, દષ્ટો યેન શ્રુતો મયા ૭
અદ્યાભવત્ સફલતા નયનદ્વયસ્ય,
દેવ! ત્વદીયચરણામ્બુજવીક્ષણેન,
અદ્ય ત્રિલોકતિલક! પ્રતિભાસતે મે,
સંસારવારિધિરયં ચુલુકપ્રમાણં ૮
અદ્ય મે સફલં જન્મ, અદ્ય મે સફલા ક્રિયા;
અદ્ય મે સફલં ગાત્રં, જિનેન્દ્ર! તવ દર્શનાત્ ૯
જિને ભક્તિર્જિને ભક્તિ-ર્જિને ભક્તિર્દિને દિને,
સદા મેઽસ્તુ સદા મેઽસ્તુ, સદા મેઽસ્તુ ભવે ભવે ૧૦
તુભ્યં નમસ્ત્રિભુવનાર્તિહરાય નાથ!
તુભ્યં નમઃ ક્ષિતિતલામલભૂષણાય;
તુભ્યં નમસ્ત્રિજગતઃ પરમેશ્વરાય,
તુભ્યં નમો જિન! ભવોદધિશોષણાય ૧૧
પ્રશમરસનિમગ્નં દૃષ્ટિયુગ્મં પ્રસન્નમ્,
વદનકમલમંકઃ કામિનીસંગશૂન્યઃ,
કરયુગમપિ યત્તે શસ્ત્રસંબંધવંધ્યમ્,
તદસિ જગતિ દેવો વીતરાગસ્ત્વમેવ ૧૨
નમો દુર્વારરાગાદિ-વૈરિવારનિવારિણે,
અર્હતે યોગિનાથાય, મહાવીરાય તાયિને ૧૩
કલ્યાણપાદપારામં, શ્રુતગંગાહિમાચલમ્,
વિશ્વાંભોજરવિં દેવં, વન્દે શ્રીજ્ઞાતનંદનમ્ ૧૪

દર્શનં દેવદેવસ્ય, દર્શનં પાપનાશનમ્;
દર્શનં સ્વર્ગસોપાનં, દર્શનં મોક્ષસાધનમ્. ૧૫
દેવોઽનેકભવાર્જિતોર્જિતમહા-પાપપ્રદીપાનલો,
દેવ: સિદ્ધિવધૂવિશાલહૃદયા-લંકારહારોપમ:;
દેવોઽષ્ટાદશદોષસિંધુરઘટા-નિર્ભેદપંચાનનો,
ભવ્યાનાં વિદધાતુ વાંછિતફલં, શ્રીવીતરાગો જિન: . ૧૬
મંગલં ભગવાન્ વીરો, મંગલં ગૌતમ: પ્રભુ:;
મંગલં સ્થૂલભદ્રાદ્યા, જૈનો ધર્મોઽસ્તુ મંગલમ્. ૧૭
સકલ કર્મ વારી, મોક્ષ-માર્ગાધિકારી,
ત્રિભુવન ઉપગારી, કેવલજ્ઞાન ધારી;
ભવિ જન નિત્ય સેવો, દેવ એ ભક્તિભાવે,
એહિ જ જિન ભજંતા, સર્વ સંપત્તિ આવે. ૧૮
પ્રભુદર્શન સુખ સંપદા, પ્રભુદર્શન નવ નિદ્ધ;
પ્રભુદર્શનથી પામીએ, સકલ પદારથ સિદ્ધ. ૧૯
ભાવે જિનવર પૂજીએ, ભાવે દીજે દાન;
ભાવે ભાવના ભાવીએ, ભાવે કેવલજ્ઞાન. ૨૦
જીવડા જિનવર પૂજીએ, પૂજાનાં ફળ હોય;
રાજા નમે પ્રજા નમે, આણ ન લોપે કોય. ૨૧
ફૂલડાં કેરા બાગમાં, બેઠા શ્રીજિનરાજ;
જેમ તારામાં ચંદ્રમા, તેમ શોભે મહારાજ. ૨૨
ત્રિભુવન નાયક તું ધણી, મહા મ્હોટો મહારાજ;
મ્હોટે પુણ્યે પામીઓ, તુમ દરિશન હું આજ. ૨૩

આજ મનોરથ સવી ફળ્યા, પ્રગટ્યા પુન્યકલ્લોલ,
પાપ કરમ દૂરે ટળ્યાં, નાઠાં દુઃખ દંદોલ. ૨૪
પંચમ કાળે પામવો, દુર્લભ પ્રભુ દેદાર,
તો પણ ત્હારા નામનો, છે મ્હોટો આધાર. ૨૫

### શ્રીજિનપૂજાની સાત શુદ્ધિ

શ્રાવકોએ હમેશા શ્રીજિનેશ્વર દેવોની દ્રવ્યથી અને ભાવથી–એમ ઉભય પ્રકારે પૂજા કરવી જોઈએ અષ્ટપ્રકારી પૂજા એ દ્રવ્ય પૂજા છે, અને તેના કરનારે સાત પ્રકારની શુદ્ધિ જાળવવામાં ઉપયોગવાળા બનવું જોઈએ. એને માટે ચોસઠપ્રકારી પૂજામા કહ્યુ છે કે—

'સાતે શુદ્ધિ સમાચરી રે, પૂજીશુ અમે રંગે લાલ'

આ સાત શુદ્ધિના નામો નીચે મુજબ છે—

[1]અંગ [2]વસન [3]મન [4]ભૂમિકા, પૂજોપગરણ[5] સાર,
[6]ન્યાયદ્રવ્ય [7]વિધિશુદ્ધતા, શુદ્ધિ સાત પ્રકાર× ૧

### શ્રીઅષ્ટપ્રકારી પૂજાનો ક્રમ

અષ્ટપ્રકારી પૂજા એટલે આઠ પ્રકારોથી શ્રી જિનેશ્વરદેવની પૂજા કરવી એ આઠ પ્રકારોમાં

× એટલે કે–૧ અંગશુદ્ધિ ૨ વસ્ત્રશુદ્ધિ, ૩ મનશુદ્ધિ ૪ ભૂમિશુદ્ધિ, ૫ ઉપકરણશુદ્ધિ, ૬ દ્રવ્યશુદ્ધિ અને ૭ વિધિશુદ્ધિ

પહેલી ત્રણ પૂજા પ્રભુના અંગને સ્પર્શ કરીને કરવાની હોવાથી, તેને 'અંગપૂજા' કહેવામાં આવે છે. અને બીજી પાંચ પૂજા પ્રભુની આગળ-સન્મુખ રહીને કરવાની હોવાથી 'અગ્રપૂજા' કહેવામાં આવે છે. ..

જેના શરીરમાંથી રસી ઝરતી હોય તેણે અંગપૂજા પોતાનાં ચંદન-પુષ્પ આદિથી બીજા પાસે કરાવવી, અને અગ્રપૂજા તથા ભાવપૂજા પોતે કરવી.

૧ જલપૂજા—પ્રથમ પંચામૃતથી દૂધ, દહીં, સાકર, ઘી અને પાણી ભેગા કરીને] શ્રી. જિન-પ્રતિમા આદિને ન્હવણ કરી ચોખ્ખા પાણીથી ન્હવણ કરવું. ત્રણ અંગલૂંછણાં પોતાના હાથે જ બહુમાન-પૂર્વક બરાબર કરવાં.

### જલપૂજાના દુહા

જલપૂજા જુગતે કરો, મેલ અનાદિ વિનાશ;
જલપૂજા ફલ મુજ હજો, માગો એમ પ્રભુ પાસ. ૧
જ્ઞાન-કલશ ભરી આતમા, સમતારસ ભરપૂર;
શ્રી જિનને નવરાવતાં, કર્મ હોયે ચકચૂર. ૨
મેરુશિખર નવરાવે હો સુરપતિ—મેરુશિખર૦
જન્મકાળ જિનવરજીકો જાણી,
પંચ રૂપ કરી લાવે. હો સુર૦ ૧

રતનપ્રમુખ અડ જાતિના કળશા,
　　　　ઔષધિ ચૂરણ મિલાવે,
ખીરસમુદ્ર તીર્થોદક આણી,
　　　　સ્નાત્ર કરી ગુણ ગાવે હો સુર૦ ૨
એણિપરે જિનપ્રતિમાકો ન્હવણ કરી,
　　　　બોધિબીજ માનું વાવે,
અનુક્રમે ગુણરત્નાકર ફરસી
　　　　જિન ઉત્તમ પદ પાવે હો સુર૦ ૩

[ માલકોશ ]

આનંદભર ન્હવણ કરો જિનચંદ,
કંચન-રતન-કળશ જલ ભરકે, મહકે બરાસ સુગંધ;
સુરગિરિ ઉપર સુરપતિ મધરે, પૂજે ત્રિભુવન ઇંદ
　　　　આનંદ૦ ૧
શ્રાવક તિમ જિન ન્હવણ કરીને, કાટે કલિમલફંદ,
આતમ નિર્મલ સબ અઘ ટારી, અરિહંત રૂપ અમંદ
　　　　આનંદ૦ ૨

૨. ચંદનપૂજા—કેસર, બરાસ, સુખડ વગેરે-થી વિલેપન-પૂજા કરવી નવ અંગે તિલક કરવા પૂજા કરતા નખ કેસરમા બોળાય નહિ, એ ખાસ ધ્યાનમા રાખવું.

### ચંદન-પૂજાનો દુહો

શીતલ ગુણ જેહમાં રહ્યો, શીતલ પ્રભુ મુખ રંગ;
આત્મ શીતલ કરવા ભણી, પૂજો અરિહા અંગ. ૧

### નવ અંગ પૂજાના દુહા.

જલ ભરી સંપુટ પત્રમાં, યુગલિક નર પૂજંત;
ઋષભ ચરણ અંગુઠડો, દાયક ભવજલ અંત. ૧
[ પ્રભુના જમણા-ડાબા અંગૂઠે તિલક કરવું. ]

જાનુબળે કાઉસ્સગ્ગ રહ્યા, વિચર્યા દેશ-વિદેશ;
ખડા ખડા કેવળ લહ્યું, પૂજો જાનુ નરેશ. ૨
[ પ્રભુના જમણા-ડાબા ઢીંચણે તિલક કરવું. ]

લોકાંતિક વચને કરી, વરસ્યાં વરસી-દાન;
કર કાંડે પ્રભુપૂજના, પૂજો ભવી બહુ માન. ૩
[ પ્રભુના જમણા-ડાબા કાંડે તિલક કરવું. ]

માન ગયું દોય અંસથી, દેખી વીર્ય અનંત;
ભુજાબળે ભવજલ તર્યા, પૂજો ખંધ મહંત. ૪
[ પ્રભુના જમણા-ડાબા ખભે તિલક કરવું. ]

સિદ્ધશિલા ગુણ ઊજળી, લોકાંતે ભગવંત;
વસિયા તેણે કારણ ભવી, શિરશિખા પૂજંત. ૫
[ પ્રભુની મસ્તક-શિખાએ તિલક કરવું. ]

તીર્થંકર પદ પુન્યથી, ત્રિભુવન જન સેવંત;
ત્રિભુવનતિલક સમા પ્રભુ, ભાલ તિલક જયવંત. ૬
[ પ્રભુના કપાળમાં તિલક કરવું. ]

સોળ પહોર પ્રભુ દેશના, કંઠે વિવર વર્તુલ,
મધુર ધ્વનિ સુરનર સૂણે, તેણે ગળે તિલક અમૂલ ૭
[પ્રભુના કંઠે તિલક કરવું.]
હૃદયકમળ ઉપશમ બળે, બાળ્યા રાગ ને રોષ,
હિમ દહે વનખંડને, હૃદય તિલક સંતોષ ૮
[પ્રભુની છાતીએ તિલક કરવું]
રત્નત્રયી ગુણ ઉજળી, સકલ સુગુણ વિશરામ,
નાભિકમલની પૂજના, કરતા અવિચલ ધામ ૯
[પ્રભુની નાભિએ તિલક કરવું]
ઉપદેશક નવ તત્ત્વના, તેણે નવ અંગ જિણંદ,
પૂજો બહુવિધ ભાવશું, કહે શુભવીર મુણિંદ ૧૦

૩. પુષ્પપૂજા—સરસ, સુગંધીવાળા અને અખંડ પુષ્પો ચઢાવવા નીચે પડેલ પુષ્પ ચઢાવવા નહિ

પુષ્પ-પૂજાનો દુહો

સુરભિ અખંડ કુસુમ ગ્રહી, પૂજો ગતસંતાપ,
સુમજંતુ ભવ્ય જ પરે, કરીએ સમકિત છાપ ૧

૪. ધૂપપૂજા—ગભારાની બહાર પ્રભુની ડાબી બાજુએ ઊભા રહી ધૂપ કરવો

ધૂપ-પૂજાનો દુહો

ધ્યાનઘટા પ્રગટાવીએ, વામ નયન જિન ધૂપ,
મિચ્છત્ત દુર્ગંધ દૂરે ટળે, પ્રગટે આત્મસ્વરૂપ. ૧

૫. દીપકપૂજા—પ્રભુની જમણી બાજુએ ઊભા રહી દીપકપૂજા કરવી.

દીપક-પૂજાનો દુહો

દ્રવ્ય દીપ સુવિવેકથી, કરતાં દુઃખ હોય ફોક;
ભાવ પ્રદીપ પ્રગટ હુએ, ભાસિત લોકાલોક. ૧

૬. અક્ષતપૂજા—અખંડ ચોખાવડે સાથિયો, નંદ્યાવર્ત્ત વગેરે કરવું

અક્ષત-પૂજાનો દુહો

શુદ્ધ અખંડ અક્ષત ગ્રહી, નંદ્યાવર્ત વિશાલ;
પૂરી પ્રભુસન્મુખ રહો, ટાલી સકલ જંજાલ. ૧



સાથીઓ કરતી વખતે બોલવાના દુહા

ચિહુ ગતિ ભ્રમણ સંસારમાં, જન્મ-મરણ જંજાળ;
અષ્ટ કર્મ નિવારવા, માગું મોક્ષફલ સાર. ૧
અક્ષત પૂજા કરતાં થકાં, સફળ કરૂં અવતાર;
ફલ માગું પ્રભુ આગળે, તાર તાર મુજ તાર. ૨
દર્શન-જ્ઞાન—ચારિત્રના, આરાધનથી સાર;
સિદ્ધશિલાની ઉપરે, હો મુજ વાસ શ્રીકાર. ૩

૭. નૈવેદ્યપૂજા—સાકર, પતાસા, ઉત્તમ મીઠાઈ વગેરે નૈવેદ્ય સાથિયા ઉપર મૂકવું

નૈવેદ્ય-પૂજાનો દુહો

અણાહારી પદ મે કર્યા, વિગ્ગહ ગઈય અનંત,
દૂર કરી તે દીજીએ, અણાહારી શિવ સંત ૧

૮. ફલપૂજા—બદામ, સોપારી, શ્રીફળ અને પાકા ફળો સિદ્ધશિલા ઉપર મૂકવા

ફલ-પૂજાનો દુહો

ઈન્દ્રાદિક પૂજા ભણી, ફલ લાવે ધરી રાગ,
પુરુષોત્તમ પૂજી કરી, માગે શિવફલ ત્યાગ. ૧

આ રીતે અષ્ટપ્રકારની પૂજા કર્યા બાદ ચામર વગેરેથી પૂજા કરવી

ચામર-પૂજા કરતા બોલવાનો દુહો

બે બાજુ ચામર ઢાળે, એક આગળ વજ્ર ઉલાળે,
જઈ મેરુ ધરી ઉત્સંગે, ઈન્દ્ર ચોસઠ મલીયા રંગે,
પ્રભુ પાસનું મુખડું જોવા, ભવોભવના પાતિક ખોવા ૧

[આ રીતે દ્રવ્યપૂજા બધી પૂરી કર્યા પછી ત્રીજી વખતની 'નિસીહિ' કહી ચૈત્યવંદનાદિ ભાવપૂજામાં જોડાવું ]

સ્નાત્રપૂજા-વિધિ

૧ પ્રથમ ત્રણ ગઢને બદલે સુંદર ત્રણ બાજોઠ મૂકી તે ઉપર સિંહાસન મૂકવું

૨. પછી નીચેના બાજોઠ ઉપર વચમાં કેસરનો સાથિયો કરી ઉપર ચોખા પૂરીને શ્રીફળ મૂકવું.

૩. પછી તે જ બાજોઠ ઉપર કેસરના સાથિયા આગળ બીજા ચાર સાથિયા કરી, તે ઉપર ચાર કળશ નાડાછડી બાંધી પંચામૃત (દૂધ, દહીં, ઘી, પાણી અને સાકરનું મિશ્રણ) ભરીને મૂકવા.

૪. સિંહાસનના મધ્યભાગમાં કેસરનો સાથિયો કરી, ચોખા પૂરી, રૂપાનાણું મૂકી, ત્રણ નવકાર ગણી તેના ઉપર ધાતુનાં પ્રતિમાજી પધરાવવાં.

૫. વળી પ્રતિમાજીની આગળ બીજો સાથિયો કરી તેના ઉપર શ્રીસિદ્ધચક્રજી પધરાવવા.

૬. પ્રતિમાજીની જમણી બાજુએ પ્રતિમાજીની નાસિકા સુધી ઊંચો ઘીનો દીવો મૂકવો.

૭. પછી સ્નાત્રીયાઓએ હાથે નાડાછડી બાંધી હાથમાં પંચામૃત ભરેલો કળશ લઈ, ત્રણ નવકાર ગણી, પ્રભુજી તેમજ શ્રીસિદ્ધચક્રજીને પખાળ કરવો.

૮. પછી વાળાકૂંચી કરી, પાણીનો પખાળ કરી, ત્રણ અંગલૂછણાં કરી કેસર વડે પૂજા કરવી.

૯. પછી હાથ ધૂપી, પોતાના જમણા હાથની હથેલીમાં કેસરનો ચાંલ્લો કરવો.

૧૦. પછી કુસુમાંજલિનો (કેસર, ચોખા અને પુષ્પનો) થાળ લઈ સ્નાત્રીયાઓએ ઊભા રહેવું.

# પંડિત શ્રી વીરવિજયજીકૃત સ્નાત્ર-પૂજા

[ પ્રથમ કલશ લઈ ઊભા રહેવું ]

કાવ્ય [ દ્રુતવિલમ્બિતવૃત્તમ્ ]

સરસશાન્તિસુધારસસાગરં, શુચિતરં ગુણરત્નમહાગરમ્,
ભવિકપંકજબોધદિવાકરં, પ્રતિદિનં પ્રણમામિ જિનેશ્વરમ્ ૧

[ અહીં પખાળ કરવો ]

દુહા

કુસુમાભરણ ઉતારીને, પડિમા ધરિય વિવેક,
મજ્જન પીઠે થાપીને, કરીએ જલ અભિષેક ૨

[ કુસુમાંજલિની રકાબી લઈ ઊભા રહેવું ]

ગાથા-આર્યા-ગીતિ

જિણ ! જમ્મસમયે, મેરુસિહરે રયણકણયકલસેહિં,
દેવાસુરહિં ણ્હવિઓ, તે ધન્ના જેહિં દિટ્ઠોસિ ૩

[ પ્રભુના જમણા અંગૂઠે કુસુમાંજલિ મૂકવી ]

કુસુમાંજલિ-ઢાલ

નિર્મલ જલ કલશે ન્હવરાવે,
વસ્ત્ર અમૂલક અંગ ધરાવે,
કુસુમાંજલિ મેલો આદિજિણંદા,
તોરા ચરણકમલ સેવે ચોસઠ ઇંદા
સિદ્ધસ્વરૂપી અંગ પખાલી,
આતમ નિર્મલ હુઈ સુકુમાલી-કુ૦ ૪

ગાથા–આર્યા–ગીતિ

સચ્ચૂંહ ચંપ માલઈ, કમલાઈ પુપ્ફ પંચ વણ્ણાઇં;
જગનાહ ન્હવણ સમયે, દેવા કુસુમાંજલિં દિંતિ. ૫
નમોઽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્યઃ ।

કુસુમાંજલિ-ઢાલ

રયણ–સિંહાસન જિન થાપીજે,
કુસુમાંજલિ પ્રભુચરણે દીજે;
કુસુમાંજલિ મેલો શાન્તિ જિણંદા. ૬

દુહા

જિણ તિહું કાલય સિદ્ધની, પડિમા ગુણભંડાર;
તસુ ચરણે કુસુમાંજલિ, ભવિક દુરિત હરનાર. ૭
નમોઽર્હત્૦

કુસુમાંજલિ–ઢાલ

કૃષ્ણાગરુ વર ધૂપ ધરીજે, સુગંધ વર કુસુમાંજલિ દીજે;
કુસુમાંજલિ મેલો નેમિ જિણંદા. ૮

ગાથા–આર્યા–ગીતિ

જસુપરિમલબલદહદિસિં, મહુકરઝંકારસદ્દસંગીયા;
જિનચલણોવરિ મુક્કા, સુરનર કુસુમાંજલિ સિદ્ધા. ૯
નમોઽર્હત્૦

કુસુમાંજલિ–ઢાલ

પાસ જિણેસર જગ જયકારી, જલથલ ફૂલ ઉદક કર ધારી;
કુસુમાંજલિ મેલો પાર્શ્વજિણંદા. ૧૦

દુહા

મૂકે કુસુમાંજલિ સુરા, વીર ચરણ સુકુમાલ,
તે કુસુમાજલિ ભવિકના, પાપ હરે ત્રણ કાલ ૧૧

નમોઽર્હત૦

કુસુમાજલિ-ઢાલ

વિવિધ કુસુમ વર જાતિ ગહેવી,
જિનચરણે પણમંત ઠવેવી,
કુસુમાજલિ મેલો વીર જિણંદા ૧૨

વસ્તુ-છંદ

ન્હવણકાલે ન્હવણકાલે, દેવદાણવ સમુચ્ચિય,
કુસુમાજલિ તહિ સંઠવિય,
પસરંત દિસિ પરિમલ સુગંધિય,
જિણપયકમલે નિવડઇ, વિગ્ઘહર જસ નામમંતો,
અનંત ચઉવીસ જિન, વાસવ મલીય અસેસ,
સા કુસુમાજલિ સુહકરો, ચઉવિહ સંઘ વિશેષ,
કુસુમાજલિ મેલો ચઉવીસ જિણંદા ૧૩

નમોઽર્હત૦

કુસુમાજલિ-ઢાલ

અનંત ચઉવીસી જિનજી જુહારું,
વર્તમાન ચઉવીસી સંભારું,
કુસુમાંજલિ મેલો ચોવીસ જિણંદા ૧૪

દુહો

મહાવિદેહે સંપ્રતિ, વિહરમાન જિન વીશ;
ભક્તિ ભરે તે પૂજિયા, કરો સંઘ સુજગીશ. ૧૫
નમોઽર્હત્૦

કુસુમાંજલિ-ઢાલ

અપછરમંડલી ગીત ઉચ્ચારા
શ્રી શુભ વીરવિજય જયકારા;
કુસુમાંજલિ મેલો સર્વ જિણંદા.

॥ ઇતિ શ્રીકુસુમાંજલયઃ ॥

(પછી સ્નાત્રીયા ત્રણ ખમાસમણ દઈ જગ. ચિંતામણિનું ચૈત્યવંદન કરી 'નમુથ્થુણં' કહી સંપૂર્ણ જયવીરાય પર્યંત કહે, પછી હાથ ધૂપી, મુખકોશ બાંધી, કળશ લઈ, ઊભા રહીને કળશ કહે.)

અથ કળશઃ દુહો

સયલ જિણેસર પાય નમી, કલ્યાણક વિધિ તાસ;
વર્ણવતાં સૂણતાં થકાં, સંઘની પૂગે આશ. ૧

ઢાલ

સમકિત ગુણઠાણે પરિણમ્યા,
વળી વ્રતધર સંયમ સુખ રમ્યા;
વીસસ્થાનક વિધિએ તપ કરી,
એસી ભાવદયા દિલમાં ધરી. ૧

જો હોવે મુજ શક્તિ ઈસી,
સવિ જીવ કરૂ શાસનરસી,
શુચિ રસ ઢલતે તિહા બાધતા,
તીર્થંકર નામ નિકાચતા ૨
સરાગથી સયમ આચરી,
વચમાં એક દેવનો ભવ કરી,
ચ્યવી પન્નર ક્ષેત્રે અવતરે,
મધ્ય ખડે પણ રાજવી કુલે ૩
પટરાણી કુખે ગુણનિલો, જેમ માનસરોવર હ સલો,
સુખ શય્યાયે રજની શેપે, ઊતરતા ચૌદ સુપન દેખે ૪

ઢાલ-સ્વપ્નની

પહેલે ગજવર દીઠો, બીજે વૃષભ પઈઠ્ઠો,
ત્રીજે કેસરી સિંહ, ચોથે લક્ષ્મી અબિહ ૧
પાચમે ફૂલની માળા, છઠ્ઠે ચન્દ્ર વિશાળા,
રવિ રાતો ધ્વજ મોહોટો, પૂરણ કળશ નહિ છોટો ૨
દશમે પદ્મસરોવર, અગિયારમે રત્નાકર,
ભુવનવિમાન રત્નગજી, અગ્નિશિખા ધૂમવર્જી ૩
સ્વપ્ન લહી જઈ રાયને ભાસે, રાજા અર્થ પ્રકાશે,
પુત્ર તીર્થંકર ત્રિભુવન નમશે સકલ મનોરથ ફળશે. ૪

વસ્તુ-છ દ

અવધિ નાણે અવધિ નાણે, ઊપના જિનરાજ,
જગત જસ પરમાણુઆ, વિસ્તર્યા વિશ્વજ તુ સુખકાર,

મિથ્યાત્વ તારા નિર્બલા, ધર્મઉદય પરભાત સુંદર,
માતા પણ આનંદિયા, જાગતી ધર્મ વિધાન,
જાણંતી જગતિલક સમો, હોશે પુત્ર પ્રધાન. ૧

દુહો

શુભ લગ્ને જિન જનમીયા, નારકીમાં સુખજ્યોત;
સુખ પામ્યા ત્રિભુવન જના, હુઓ જગત ઉદ્યોત. ૧

ઢાલ : કડખાની દેશી

સાંભળો કળશ જિન-મહોત્સવનો ઇહાં,
છપ્પન કુમરી દિશિ-વિદિશિ આવે તિહાં;
માય સુત નમીય, આણંદ અધિકો ધરે,
અષ્ટ સંવર્ત્ત-વાયુથી કચરો હરે. ૧
વૃષ્ટિ ગંધોદકે, અષ્ટકુમરી કરે,
અષ્ટ કલશા ભરી, અષ્ટ દર્પણ ધરે;
અષ્ટ ચામર ધરે, અષ્ટ પંખા લહી,
ચાર રક્ષા કરી, ચાર દીપક ગ્રહી. ૨
ઘર કરી કેળનાં, માય સુત લાવતી,
કરણ શુચિકર્મ જલ-કળશે ન્હવરાવતી;
કુસુમ પૂજી, અલંકાર પહેરાવતી,
રાખડી બાંધી જઈ, શયન પધરાવતી. ૩
નમીય કહે માય તુજ, બાળ લીલાવતી,
મેરુ રવિ ચન્દ્ર લગે, જીવજો જગપતિ;
સ્વામીગુણ ગાવતી, નિજ ઘર જાવતી,
તેણે સમે ઇન્દ્ર-સિંહાસન કંપતી. ૪

ઢાલ એકવીશાની દેશી

જિન જનમ્યાજી, જિણુ વેળા જનની ઘરે,
તિણુ વેળાજી, ઇન્દ્ર સિંહાસન થરહરે,
દાહિણોત્તરજી, જેતા જિન જનમે યદા,
દિશિનાયકજી, સોહમ ઈશાન બિહુ તદા. ૧

ત્રોટક છંદ

તદા ચિંતે ઇન્દ્ર મનમાં, કોણ અવસર એ બન્યો,
જિનજન્મ અવધિનાણે જાણી, હર્ષ આનંદ ઉપન્યો,
સુઘોષ આદે ઘંટ નાદે, ઘોષણા સુરમેં કરે,
સવિ દેવી દેવા જન્મમહોત્સવે, આવજો સુરગિરિવરે. ૨

[ અહી ઘંટ વગાડવો ]

ઢાલ-પૂર્વલી

એમ સાંભળીજી, સુરવર કોડી આવી મલે,
જન્મ મહોત્સવજી, કરવા મેરુ ઉપર ચલે,
સોહમપતિજી, બહુ પરિવારે આવીયા,
માય જિનનેજી, વાંદી પ્રભુને વધાવીયા ૩

[ અહી પ્રભુને ચોખાથી વધાવવા ]

ત્રોટક

વધાવી બોલે હે રત્નકુક્ષી-ધારિણી તુજ સુતતણો,
હું શક્ર સોહમ નામે કરશું, જન્મમહોત્સવ અતિ ઘણો,
એમ કહી જિનપ્રતિબિંબ સ્થાપી, પંચરૂપે પ્રભુ ગ્રહી,
દેવ દેવી નાચે હર્ષ સાથે, સુરગિરિ આવ્યા વહી ૪

ઢાલ–પૂર્વલી.

મેરુ ઉપરજી, પાંડુકવનમેં ચિહું દિશે,
શિલા ઉપરજી, સિંહાસન મન ઉલ્લસે;
તિહાં બેસીજી, શક્રે જિન ખોળે ધર્યા,
હરિ ત્રેસઠજી, બીજા તિહાં આવી મળ્યા. ૫

ત્રોટક

મળ્યા ચોસઠ સુરપતિ તિહાં, કરે કળશ અડ જાતિના,
માગધાદિ જળ તીર્થ ઔષધિ, ધૂપ વળી બહુ ભાતિના;
અચ્યુતપતિએ હુકમ કીનો, સાંભળો દેવા સવે,
ક્ષીરજલધિ ગંગા નીર લાવો, ઝટિતિ જિનમહોત્સવે. ૬

ઢાલ : વિવાહલાની દેશી.

સુર સાંભળીને સંચરીયા, માગધ વરદામે ચલીયા;
પદ્મદ્રહ ગંગા આવે, નિર્મલ જલ કલશ ભરાવે. ૧
તીરથ જલ ઔષધિ લેતા, વળી ક્ષીરસમુદ્રે જાતા;
જલ કળશા બહુલ ભરાવે, ફૂલ ચંગેરી થાળ લાવે. ૨
સિંહાસન ચામર ધારી, ધૂપધાણા રકેબી સારી;
સિદ્ધાંતે ભાખ્યાં જેહ, ઉપકરણ મિલાવે તેહ. ૩
તે દેવા સુરગિરિ આવે, પ્રભુ દેખી આનંદ પાવે;
કલશાદિક સહુ તિહાં ઠાવે, ભકતે પ્રભુના ગુણ ગાવે. ૪

ઢાલ : રાગ ધન્યાશ્રી

આતમભક્તિ મળ્યા કેઈ દેવા, કેતા મિત્તનુજાઈ,
નારીપ્રેર્યા વળી નિજ કુલવટ, ધર્મી ધર્મ–સખાઈ;

ઓઈસ વ્યંતર ભુવનપતિના, વૈમાનિક સુર આવે,
અચ્યુતપતિ હુકમે ધરી કળશા, અરિહાને નવરાવે.
આતમ૦ ૧

અડજાતિ કળશા પ્રત્યેકે, આઠ આઠ સહસ પ્રમાણો,
ચઉસઠ સહસ હુઆ અભિષેકે, અઢીસે ગુણા કરી જાણો,
આઠ લાખ ઉપર એક કોડી, કળશાનો અધિકાર,
બાસઠ ઈન્દ્રતણા તિહા બાસઠ, લોકપાલના ચાર
આતમ૦ ૨

ચન્દ્રની પક્તિ છાસઠ છાસઠ, રવિસેણિ નરલોકો,
ગુરુસ્થાનક સુરકેરો એક જ, સામાનિકનો એકો,
સોહમપતિ ઈશાનપતિની, ઈન્દ્રાણીના સોલ,
અસુરની દશ ઈન્દ્રાણી નાગની, બાર કરે કલ્લોલ
આતમ૦ ૩

જ્યોતિષ વ્યંતર ઈન્દ્રની ચઉ ચઉ, પર્ષદા ત્રણનો એકો,
કટકપતિ અંગરક્ષક કેરો, એક એક સુવિવેકો,
પરચૂરણ સુરનો એક છેલ્લો, એ અઢીસે અભિષેકો,
ઈશાન ઈન્દ્ર કહે મુજ આપો, પ્રભુને ક્ષણ અતિરેકો
આતમ૦ ૪

તવ તસ ખોળે ઠવી અરિહાને, સોહમપતિ મનરંગે,
વૃષભરૂપ કરી શૃંગ જળે ભરી, ન્હવણ કરે પ્રભુ અંગે,
પુષ્પાદિક પૂજીને છાંટે, કરી કેસર રંગરોલે,
મંગલ દીવો આરતી કરતા, સુરવર જય જય બોલે.
આતમ૦ ૫

ભેરી ભૂંગલ તાલ બજાવત, વળિયા જિન કર ધારી,
જનની ઘર માતાને સોંપી, એણિપેરે વચન ઉચ્ચારી;
પુત્ર તમારો સ્વામી હમારો, અમ સેવક આધાર,
પંચ ધાવી રંભાદિક થાપી, પ્રભુ ખેલાવણ હાર.
આતમ૦ ૬

બત્રીસ કોડી કનક મણિ માણિક, વસ્ત્રની વૃષ્ટિ કરાવે,
પૂરણ હર્ષ કરેવા કારણ, દ્વીપ નંદીસર જાવે;
કરીય અઠ્ઠાઈઉત્સવ દેવા, નિજ નિજ કલ્પ સધાવે,
દીક્ષા કેવલને અભિલાષે, નિત નિત જિનગુણ ગાવે.
આતમ૦ ૭

તપગચ્છ ઈસર સિંહસૂરીસર–કેરા શિષ્ય વડેરા,
સત્યવિજય પંન્યાસતણે પદ, કપૂરવિજય ગંભીરા;
ખિમાવિજય તસ સુજસવિજયના,
શ્રી શુભવિજયસવાયા
પંડિત વીરવિજય શિષ્યે જિન–જન્મ–મહોત્સવ ગાયા.
આતમ૦ ૮

ઉત્કૃષ્ટા એકસો ને સિત્તેર, સંપ્રતિ વિચરે વીશ,
અતીત અનાગત કાલે અનંતા, તીર્થંકર જગદીશ;
સાધારણ એ કળશ જે ગાવે, શ્રીશુભ વીર સવાઈ,
મંગલલીલા સુખભર પાવે, ઘર ઘર હર્ષ વધાઈ.
આતમ૦ ૯

[અહીં કળશાભિષેક કરી પંચામૃતનો પખાલ કરવો. પછી પૂજા કરી, પુષ્પ ચઢાવી, લૂણ ઉતારી,

આરતી ઉતારવી પછી પ્રતિમાજીને આડો પડદો રાખી સ્નાત્રીઆએ પોતાના નવ અંગે કંકુના ચાંલ્લા કરવા પછી પડદો કાઢી નાખી મંગલ દીવો ઉતારવો ]

ઇતિ પંડિત શ્રીવીરવિજયજીકૃત સ્નાત્રપૂજા સમાપ્ત

---

## મુનિરાજ શ્રી. દર્શનવિજયજીકૃત સ્નાત્રપૂજા

### અર્થ પીઠિકા

( પ્રભુના સામે બે હાથ જોડી ઊભા રહી નીચેનો પાઠ બોલવો )

( દ્રુતવિલમ્બિતવૃત્ત )

વિમલકેવલજ્ઞાનદિવાકરા,
પરમશાંતસુધારસસાગરા,
જગતવ્યાધિહરા ગુણભૂધરા,
જય જગત્પતિ નાથ જિનેશ્વરા ૧

વિભુવિભૂષણકાંતતનુધરા,
સહજ રૂપ અનુપ અમીઝરા,
ફૂલ રહિત શરીર મનોહરા,
સ્નપનપીઠ બિરાજે જિનેશ્વરા ૨

( આ પાઠ બોલી નિર્માલ્ય તથા આભૂષણ ઉતારવાં )

શિશુવયે સુર ભૂધર ઉપરે,
ધવલ પાંડુક પટ્ટશિલા ઉરે,
સકળ દેવગણો નવરાવતા,
સફળ તેહનો જન્મ જે ત્યાં હતા ૩

(આ પાઠ બોલી અભિષેક-અંગલુંછણા ચંદન પુષ્પપૂજા કરવી)

## અથ કુસુમાંજલિ (દોહરા–મત્તાછંદ)

(હાથમાં કુસુમાંજલિ લઈને બોલવું)

૧ નમોऽर्हत्सिद्धाचार्योपाध्यायसर्वसाधुभ्यः।
સિંહાસનમાં શોભતા, પાંત્રીશ વાણિ ઉદાર;
ચોત્રીશ અતિશય ધારતા, કુત્યકૃત્ય ઈશ ધાર.
સુરરાજ સમ કુસુમો લઈ,
જિનચરણમાં ઠવો લળી લળી;
સમકિતની કરણી ભલી,
કુસુમાંજલિ કુસુમાંજલિ. ૪

૨ નમો૦ અષ્ટાદશ દોષે રહિત, જળહળ જ્ઞાનદિણંદ.
આત્મરમણઆનંદકંદ, સહજ સમાધિરંગ;
દુવિધા હરિ કુસુમો ધરી,
જગનાથને દ્યો અંજલિ;
સમકિતની કરણી ભલી,
કુસુમાંજલિ કુસુમાંજલિ. ૫

૩ નમો૦ તીર્થંકર સમોસરણમાં, ઉપદેશે નરનાર;
કરે તીર્થની સ્થાપના, શમ સંવર આધાર.
બહુરંગી ફૂલો તીર્થપતિને,
ચરણમાં ધરો હળીમળી;
સમકિતની કરણી ભલી,
કુસુમાંજલિ કુસમાંજલિ. ૬

૪ નમો૦ ઋષભદેવથી વર્ધમાન,
એ ચોવીશ જિનરાજ,
વર્તમાન તીરથપતિ, ભારતના શિરતાજ
મઘમઘતા ફૂલ પગર ભરી,
ઋષભાદિને ચરણે ઢળી,
સમકિતની કરણી ભલી,
કુસુમાંજલિ કુસુમાજલિ ૭

૫ નમો૦ શાશ્વત ચાર ભરતાદે દશ,
વિહરમાન જિન વીશ,
એકસો ને સિત્તેર જિન, સહુ ચોવીશી ઈશ
સમકિત શુધ્ધે સર્વ પ્રભુને,
ચરણે દો પુષ્પાંજલિ,
સમકિતની કરણી ભલી,
કુસુમાજલિ કુસુમાજલિ ૮

(અહી જગચિંતામણિ ચૈત્યવંદન૦ જયવીયરાય૦ પૂરા કહેવા)

અથ ચ્યવનકલ્યાણક

[હવે શ્રાવક-શ્રાવિકાએ હાથમાં સાથિયો કરી નાડાછડી બાંધી, હાથ ધૂપી, મુખકોશ બાંધી, કળશ લઈ ઊભા રહી કલ્યાણક પાઠ કરવો ]

ચોવીશ જિન વીશ વિચરતા,
સત્તરસય જિનચંદ,
પ્રણમી કલ્યાણક કહુ,
હોય જયુ સંઘ આનંદ ૯

(વિદ્યુન્માલાની લયમાં, માત્રા છંદ)

ત્રીજે નરભવે વર ગુરુ પામી,
અવિરતિ મિથ્યાદર્શન વામી;
સમકિત પામી વ્રતગુણ સાધે,
વિંશતિસ્થાનક તપ મન વાધે. ૧૦

જિનવર સિદ્ધ પ્રવચન સૂરિ,
સ્થવિર ગુણી વાચક ગુણ ભૂરિ;
મુનિવર જ્ઞાન દરશન બુદ્ધિ,
વિનય ચરણ બ્રહ્મચર્યની શુદ્ધિ. ૧૧

કિરિયામાનં તપપદદાનં,
દશવિધ ભક્તિ પરમ સમાધં;
અભિનવ જ્ઞાનં શ્રુત દિલ ધારે,
શુભ પદ તીરથ ભવદુઃખ વારે. ૧૨

વીશ પદ સેવે વિમળ વિવેકે,
ભવદવદાઝયા જીવગણ દેખે,
અવર ન સાંત્વન વિણ જિનવાણી,
જિનવરવાણી શમગુણખાણી. ૧૩

ઉલ્લસિત રાગે નિજ દિલ ચિંતે,
વર અનુકંપા જીવો પ્રત્યે;
"સૌને જિનશાસનમાં લાવું,
સકળ જગતનું દરદ હટાવું." ૧૪

પરિણતિ વૃદ્ધે નિરમલ શુદ્ધે,
જિનપદ બાંધે પરમ વિશુદ્ધે,
વ્રતધર સાધુ કર્મ હટાવે,
વચમા એક જ ભવને પાવે ૧૫

( દોહરા )

સકળ જીવ શાસનરસી, બને વિમલ ગુણખાણ,
ભાવ દયા ધારી મુનિ, એમ બાંધે જિનનામ ૧૬
જિનપદ કર્મ નિકાચીને, કરી એક ભવ વિશ્રામ,
સ્વર્ગ-નરકથી અવતરે, તીર્થંકર ગુણધામ. ૧૭

( છંદ-શિખરિણીવૃત્ત )

અઢી દ્વીપે જબૂ ધાતકિ પુષ્કર અર્ધ મધ્યે,
શુચિ પદર કર્મઅવનિમા વર આર્ય ખડે,
સુઘડ ક્ષત્રિકુલે નૃપતિ ઘરમા રાણી ઉદરે,
ચ્યવી સ્વામી આવે રજની સમયે શાતિ પમરે ૧૮
પ્રભુ ગર્ભે આવે વિમલ અવધિજ્ઞાન ધારી,
તદા માતા સૂતી નિજ શયનમા શાતિ ધારી,
જરા નિદ્રા મધ્યે જનની સુપના ચઉદ દેખે,
વહી આકાશેથી નિજ વદનમાં સ્વાન લ્યે છે ૧૯
ચતુર્દતી હાથી વૃષભ ઉજ્જવળ સિંહ ત્રટકે,
મહાલક્ષ્મી પુષ્પ યુગલમાળા ગધ મહકે,
શશી દિનકર ઊગ્યો ધ્વજપતાકા લ્હેરે લહકે,
ઘડો રૂપાળો ને પદમસરવર કાંત હિસકે ૨૦

જગન્નાથ જનમ્યા અતિ હર્ષ આજે,
સવી દેવ તલસે પ્રભુસેવ કાજે;
પ્રભુ જન્મઓચ્છવ કરીશું ઉમંગે,
કહી એમ સ્થાપે પ્રતિમા સુરંગે. ૩૨

અહી પાંચ રૂપે પ્રભુને સુરેન્દ્ર,
લઈ જાય મેરુગિરિમાં અમન્દ;
જહાં પાંડુકોદ્યાનમાં શિલપટ્ટે,
પ્રભુને ઠવે ઇંદ્ર ખોળે સુભક્તે. ૩૩

મળી ઇંદ્ર ચોસઠ પ્રભુને નમે છે,
સફળ દિન માની પ્રભુને સ્તવે છે;
વદે અચ્યુતેન્દ્ર અરે દેવ પ્યારા !
લઈ આવજો તીર્થપાણી શ્રીકારા. ૩૪

ગયા દેવ ક્ષિરોદધિ-પદ્મ-ગંગા,
વરદામ-માગધતણાં નીર ચંગાં;
વળી તીર્થની ઔષધિ સાથ લાવ્યા,
અડજાતિના દૈવી કળશા ભરાવ્યા. ૩૫

સહસ અને આઠ ચંગેરી-પુષ્પ,
રકેબી-સિંહાસન્ન-ચામર-ધૂપ;
અભિષેક સામગ્રી દેવો મિલાવે,
યથા આગમે ભાખી તે આણી ઠાવે. ૩૬

અથ અભિષેક (દોહરા)

પૂજા સામગ્રી લઈ, આવ્યો દેવસમાજ,
ભક્તિરસથી ગહગહે, ધરે કલશ નિજ હાથ. ૩૭
પ્રેમ મિત્રની પ્રેરણા, દેવીવચન કુલવટ્ટ,
ધર્મ સખાઈ ચીતવી, કરે અભિષેક ઉલટ્ટ ૩૮

(છંદ મદિરાવૃત્ત)

(નીચેનો પાઠ બોલતાં બોલતાં અભિષેક કરવો)

અચ્યુત ઇંદ્રના હુકમથી,
અભિષેક કરે સુર ક્ષેમ ભર્યા,
ઈંદ્રના બાસઠ સૂર્યના છાસઠ,
ચંદ્રના છાસઠ વારિ ભર્યા,
આઠ ઈંદ્રાણીના અભિષેકો,
આઠ ઈશાનીના પુણ્ય ઝરો,
પૂજ્યા એમ સુરે કનકાચલ,
તીર્થંકર ભવિ પાપ હરો ૩૯
પાંચ ચમર ઈંદ્રાણીના વળી,
પાચ ઇંદ્રાણી બલીંદ્ર કરે,
ભૂતજ ઇંદ્રાણીના અભિષેકો,
ષટ્ ષટ્ ધરણ ઈંદ્રાણી ધરે;
વ્યંતર જ્યોતિષ ઇંદ્રાણીના,
ચાર ચાર લોકપાળ વરો. પૂજ્યા૦ ૪૦
સામાનિક ને અંગરક્ષકનો,
કટકના નાથ તણો અભિષેક;

મહાસાગર ગાજે સુરવિમાન ને રત્નરાશિ,
વળી નિર્ધૂંમ અગ્નિ સુપન નીરખી રાણી જાગી;
જઈ રાજા પાસે સુપન-ફળનો પ્રશ્ન કરતી,
"થશે અર્હન્ પુત્ર" નિસુણી હરખે ક્ષેમ ધરતી. ૨૧

તદા અવધિજ્ઞાને મનુજક્ષેત્રને ઈંદ્ર દેખે,
નમી જિનને શક્ર-સ્તવન કરી સુરોને ભાખે;
પ્રભુ ગર્ભે આવ્યા ભવવિડંબન-તાપ-હરણા,
જગત્તારક સ્વામી જીવન જીવના દીનશરણાં. ૨૨

મહિના નવ જાતાં જિનજી જન્મે શ્રેષ્ઠ લગને,
હવા સુંદર ગંધી નરકે પણ ઉજાસ પ્રકટે;
વસુધારા પ્રકટે જગતજીવ આનંદ લહે છે,
અહો ઊંચા સ્થાને નિવસી જગનેતૃત્વ કહે છે. ૨૩

અથ જન્મકલ્યાણક (દોહરા)

જનમ્યા જ્યારે જિનવરા, દિક્કુમરી આસન્ન;
થરહરતાં ત્યાં ચિંતવે, જનમ્યા જિન ધન્ય ધન્ય. ૨૪

છપ્પન કુમરી આવીને, રાજભુવન મોઝાર;
નમી જિનને સૂતિકા--ક્રિયા, કરે આનંદ અપાર. ૨૫

(છંદ-માલની વૃત્ત)

અશૂચિ દૂર ટાળે આઠ દિશાકુમારી,
સુતિકા ઘર સ્થાપે વિશ્વ આનંદકારી;
અડ મળી વરસાવે ગંધ પાણી સુકાળી,
કલશા અડ દર્પણ, આઠ બાલા રૂપાળી ૨૬
(દર્પણ બતાવવું.)

પંખા અઠ ધરતી ચામરો આઠ ઢાળે,
રુચકની ચઉ બાળા શુદ્ધ દીવા પ્રજાળે,
ત્રણ કદલી ઘરમા સ્થાપી જનની વિભુને,
નવણ પૂજન કરતી ભક્તિ સારે બેહુને ૨૭

( પંખો, ચામર, દીવો બતાવવાં )

વિભૂષણ પહેરાવી બેહુને બાંધી રક્ષા,
શયનમા પધરાવે દિક્કુમારી વદે ત્યા;
જનની ! સુત તારો લાડકો લોકપ્યારો,
બનજો ચિર આયુ વિશ્વ ઉદ્ધારનારો ૨૮

( આભુષણ, રાખડી અને લૂછન )

(દોહરા)

સૂતિકાકર્મને આચરી, કુમરી નિજ ઘર જાય,
કંપે આસન ઈંદ્રનુ દે, અવધિ સુરરાય ૨૯
જિન-જન્મોત્સવ ચીતવી, બોલે સુરને એમ,
ઘંટ સુઘોષાનાદથી, સૌ ચાલો બહુ પ્રેમ. ૩૦

( અહી ઘંટ વગાડવો )

( છંદ-ભુજંગપ્રયાત )

અરે ચાલજો દેવદેવી સવેળા,
કંઈ હાકથી સૌ થયા મેરુ ભેળા,
સુધર્મેન્દ્ર આવે પ્રભુ માત પાસે,
વધાવી નમી બેહુને તે પ્રકાશે. ૩૧

( અહી ચોખાથી વધાવવા )

ત્રાયત્રિંશનો પર્ષદ્દેવનો,
પ્રજ્ઞાસ્થાનીયનો એક એક;
દેવ દેવીએ એમ કર્યા,
અઢીસે અભિષેક પ્રમાણુ ધરો. પૂજ્યા૦ ૪૧
અચ્યુત ઈંદ્ર ધરે ખોળામાં,
તીર્થંકરને ભક્તિ ધરી;
સોહમપતિ વર વૃષભના રૂપે,
કરે અભિષેક સ્વશિંગ ભરી;
દેવી મંગળ ગાવે સુરગણુ,
નાચે તોડે કર્મ થરો. પૂજ્યા૦ ૪૨
કેસર છાંટે ફૂલ ઉછાળે,
આરતી મંગળદીપ કરે;
ગંધ ઉખેવે મંગળ લેખે,
સુરવર જય જયનાદ કરે;
બોલે શિવગતિસારથી પામ્યા,
સહેજે જઇશું મોક્ષઘરો. પૂજ્યા૦ ૪૩

(અહીં પંચામૃતથી અભિષેક, અંગલૂહણા, મંત્રપાઠ સાથે અષ્ટપ્રકારી પૂજા કરવી, દ્રવ્યો ચઢાવવાં અને ચામર પૂજા કરવી.)

(દોહરા)

પ્રભુ પૂજી સામે રહી, સુર સુરસુંદરી તાર;
કરી નાચ સંગીતશું, વાદ્ય ધ્વનિ જયકાર. ૪૪

(પંચચામરવૃત્ત)

કુમાર ને કુમારિકા, સુતાલ તાન નાચતાં,
કરી શૃંગાર ફાર ફાર, એક શત આઠ ત્યાં,
વિનોદ હાવભાવ, દાખવે યુવાન સુંદરી,
સુકુચ-યુગ્મ હારરાજિ, કેશ પુષ્પને ધરી ૪૫
મળી વિતાન પામતી, ફરતી રંગ લાવતી,
થયૈ થયૈ સુઘૂઘરી, અવાજથી ગજાવતી,
તિણીં તિણીંસુ તંતિ વીણ, તારને આલાપતી,
ધાધિન્ના તાતિન્ના ધાધિન્ના તાતિન્ના શુદ્ધ તાલ થાપતી ૪૬
ધસારિસા ધસારિસા, ધસારિસા ધમારિગા,
સુમેળ સાધતી સુકંઠ, મધ્ય તીવ્ર તારમાં,
કરી વિતાન હસ્તને, મરોડમથરા થવી,
કરાંગુલી નચાવતી, સુભક્તિ ભાવ ભાવતી ૪૭

(હરિગીત છંદ)

સંગીત સાથે વાદ્ય સાથે ઇંદ્ર આવે નૃપઘરે,
પ્રભુ સ્થાપી માતની પાસ વળતો એમ વયણ ઉચ્ચરે,
"હે રત્નકુક્ષિ! જતન કરજો એહ સુત લઘુ બાળ છે,
આ પુત્ર તારો નાથ જગનો શરણ અમ આધાર છે" ૪૮
રંભાદિ ધાવો પાંચ સ્થાપે ઇંદ્ર જિનભક્તિ ભરે,
બત્રીશ કોટિ કનક માણેક વસ્ત્રની વૃષ્ટિ કરે,
દેવો ગયા નંદીશ્વરે અઠ્ઠાઈ ઉત્સવ આદરે,
જઈ સ્વર્ગ માંહે વાછતા કલ્યાણકાળને ચિત્તરે ૪૯

પૃથ્વીપતિ સુપ્રભાત થાતાં જન્મઉત્સવ આદરે,
સૌ નાગરિકો ગીત વાદન હર્ષ મંગળ આચરે;
વિરતિવદન ઉમંગ પ્રકટયો સુણી જન્મ વધામણી,
એમ પ્રભુની પાપહરણી સ્નાત્રપૂજા મેં ભણી. ૫૦

અથ કલશ

નિર્ગ્રન્થ કોટિક ગચ્છ—ચંદ્ર સુગચ્છ વનવાસી વડા,
વડગચ્છ ને તપગચ્છ ધોરી, જયો યુગ યુગ મુનિવરા;
મુક્તિ કુસળ હો સંઘમાં, હો વિનય ગુણની વાસના,
ચારિત્ર સંપદ્ વૃદ્ધિ હોજો, સફળ દર્શન સાધના. ૫૧
શ્રીવીરની કૈવલ્યભૂમિમાં શુચિ રચના કરી,
શ્રીવીરશિવથી દર્પ કામ કષાય બંધન સંહરી (૨૪૫૮);
ત્રીજી કરી યાત્રા અહીં જ ત્રિપુટી શુદ્ધે મન રૂળી,
મૃગશર શુદિ પૂનમ ગુરુ જય વીરા સવી આશા ફળી. ૫૨

ઇતિ મુનિ શ્રી. દર્શનવિજયજીકૃત સ્નાત્રપૂજા સમાપ્ત

લૂણઉતારણ

લૂણ ઉતારો જિનવર અંગે;
નિર્મલ જલધારા મનરંગે. લૂણ૦ ૧
જિમ જિમ તડ તડ લૂણ જ ફૂટે;
તિમ તિમ અશુભ કર્મબંધ તૂટે. લૂણ૦ ૨
નયન સલૂણાં શ્રી જિનજીનાં;
અનુપમ રૂપ દયારસ ભીનાં. લૂણ૦ ૩

રૂપ સલૂણું જિનજીનુ દીસે,
લાજ્યું લૂણ તે જલમા પેસે લૂણ૦ ૪
ત્રણ પ્રદક્ષિણા દેઈ જલધારા,
જલણ ખેપચીએ લૂણ ઉદારા લૂણ૦ ૫
જે જિન ઉપર દુમણો પ્રાણી,
તે એમ થાજો લૂણ જ્યું પાણી લૂણ૦ ૬
અગર કૃષ્ણાગરુ કદરુ સુગધે,
ધૂપ કરીજે વિવિધ પ્રબધે લૂણ૦ ૭

આરતી

જય જય આરતી આદિ જિણદા,
નાભિરાયા મરુદેવીકો નદા જય૦ ૧
પહેલી આરતી પૂજા કીજે,
નરભવ પામીને લહાવો લીજે જય૦ ૨
દુસરી આરતી દીનદયાળા,
ધુળેવ મડપમા જગ અજુવાળા જય૦ ૩
તીસરી આરતી ત્રિભુવન-દેવા,
સુર નર ઈન્દ્ર કરે તોરી સેવા જય૦ ૪
ચોથી આરતી ચઉગતિ ચૂરે,
મનવાછિત ફળ શિવસુખ પૂરે જય૦ ૫
પચમી આરતી પુણ્ય ઉપાયો,
મૂલચદ ઋષભ ગુણ ગાયો જય૦ ૬

## મંગલ દીવો.

દીવો રે દીવો મંગલિક દીવો;
આરતી ઉતારીને બહુ ચિરંજીવો. દીવો૦ ૧
સોહામણું ઘેર પર્વ દિવાળી;
અંબર ખેલે અમરા બાળી. દીવો૦ ૨
દીપાળ ભણે એણે કુલ અજુવાળી;
ભાવે ભગતે વિઘન નિવારી. દીવો૦ ૩
દીપાળ ભણે એણે એ કલિકાલે;
આરતી ઉતારી રાજા કુમારપાલે. દીવો૦ ૪
અમ ઘેર મંગલિક તુમ ઘેર મંગલિક;
મંગલિક ચતુર્વિધ સંઘને હોજો. દીવો૦ ૫

## પરમેષ્ઠિ નમસ્કાર

અર્હન્તોર્હપદાસ્ત્રિલોકમહિતાઃ સિદ્ધાશ્ચ સિદ્ધાત્મનઃ,
આચાર્યા ગણભૃદ્ગુણૈકસદનં વાગીશ્વરા વાચકાઃ ;
સર્વે સાધ્યરતાસ્ત્રિરત્નખચિતા લોકેઽનઘા સાધવઃ,
પૂજ્યા વો પરમેષ્ઠિનોઽનવરતં તન્વન્તુ શં મંગલં. ૧

## શ્રી. મહાવીર–ચરિત્ર–સૂચન

પ્રાણાન્તાચ્ચ્યવનં સુરેંદ્રનમનં ગર્ભાપહારો જનિઃ,
દેવાદ્રૌ સ્નપનં ચ નામકરણં ક્રીડા ચ શાલોત્સવઃ;
ઉદ્વાહો ગૃહિતા સુદેવવિનયો દાનં ચ દીક્ષોત્સવઃ,
દુઃખં કેવલ–તીર્થકર્મ ચ શિવં શ્રીવીરસંકીર્તનમ્. ૨

## ચૈત્યવંદન-વિધિ

ઇરિયાવહી પડિક્કમી, ત્રણ ખમાસમણાં દેવાં. પછી ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ! ચૈત્યવંદન કરું ? ઇચ્છં, કહી ચૈત્યવંદન કહેવું.

સકલકુશલવલ્લિ–પુષ્કરાવર્તમેઘો,
દુરિતતિમિરભાનુઃ, કલ્પવૃક્ષોપમાનઃ ;
ભવજલનિધિપોતઃ, સર્વસંપત્તિહેતુઃ,
સ ભવતુ સતતં વઃ, શ્રેયસે શાંતિનાથઃ . ૫

[ કોઈ પણ ચૈત્યવંદન કરતી વખતે શરૂઆતમાં ઉપર આપેલ ચૈત્યવંદન બોલવું.]

પછી આગળ આપેલ ચૈત્યવંદનોમાંથી એક ચૈત્યવંદન બોલી જં કિંચિ૰ નમોત્થુ ણં૰ જાવંતિ૰ ખમાસમણું૰ જાવંત૰ નમોર્હત્૰ કહી સ્તવન વિભાગમાં આપેલ સ્તવનો-માંથી અગર બીજું કોઈ સ્તવન કહેવું, અથવા ઉવસ્સગ્ગહરં કહેવું.

પછી બે હાથ પોલા જોડી મસ્તકે લગાડી સંપૂર્ણ જય વીયરાય૰ કહેવા. (આભવમખંડા કહ્યા પછી હાથ જરા નીચે ઉતારવા.) પછી ઊભા થઈ અરિહંત ચેઈઆણં૰ અન્નત્થ૰ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી પારી નમોર્હત્૰ કહી થોય કહેવી, પછી ખમાસમણ દેવું. પછી યથાશક્તિ પચ્ચક્ખાણ કરવું. પછી છેવટની માગણી રૂપ પ્રભુસ્તુતિ બોલવીઃ—

ભવોભવ તુમ ચરણની સેવા, હું તો માગું દેવાધિદેવા;
સામું જુઓને સેવક જાણી, એવી ઉદયરતનની વાણી. ૧

१ શ્રી આદિનાથ પ્રભુનુ ચૈત્યવંદન

આદિદેવ અલવેસરુ, વિનીતાનો રાય,
નાભિરાયા-કુલમંડણો, મરુદેવા માય ૧

પાચસે ધનુષની દેહડી, પ્રભુજી પરમ દયાલ,
ચોરાશી લખ પૂર્વનું, જસ આયુ વિશાલ ૨

વૃષભ લંછન જિન વૃષધરુ એ, ઉત્તમ ગુણમણિ ખાણ,
તસ પદ પદ્મ સેવન થકી, લહીએ અવિચલ ઠાણ ૩

૨ શ્રી આદિનાથ પ્રભુનુ ચૈત્યવંદન

જય! જય! નાભિનરિંદનંદ, સિદ્ધાચલ-મંડણ,
જય! જય! પ્રથમ જિણંદચંદ, ભવદુખ-વિહંડણ ૧

જય! જય! સાધુસુરિંદ-વૃંદ-વંદિય પરમેસર,
જય! જય! જગદાનંદકંદ, શ્રી ઋષભ જિણેસર ૨

અમૃતસમ જિનધર્મનો એ, દાયક જગમાં જાણ,
તુજ પદપંકજ પ્રીતધર, નિશદિન નમત કલ્યાણ ૩

૩ શ્રી આદિનાથ પ્રભુનુ ચૈત્યવંદન

અરિહંત નમો ભગવંત નમો, પરમેશ્વર જિનરાજ નમો,
પ્રથમ જિનેસર પ્રેમે પેખત,
સિદ્ધા સકલા કાજ નમો અ૦ ૧

પ્રભુ પારગત પરમ મહોદય, અવિનાશી અકલંક નમો,

અજર અમર અદ્‌ભુત અતિશય નિધિ,
પ્રવચન જલધિમયંક નમો. અ૦ ૨
તિહુયણ ભવિગણ જમ્મનવંછિય-પૂરણદેવ રસાલ નમો;
લળી લળી પાય નમું હું ભાવે,
કર જોડીને ત્રિકાલ નમો અ૦ ૩
સિદ્ધ બુદ્ધ તું જગજન સજ્જન, નયનાનંદન દેવ નમો;
સકલ સુરાસુર નરવર નાયક,
સારે અહનિશ સેવ નમો. અ૦ ૪
તું તીર્થંકર સુખકર સાહિબ, તું નિષ્કારણ બંધુ નમો;
શરણાગત ભવિને હિત વત્સલ,
તું હિ કૃપારસ સિંધુ નમો. અ૦ ૫
કેવલજ્ઞાનાદર્શે દર્શિત, લોકાલોક સ્વભાવ નમો;
નાશિત સકલ કલંક કલુષગણ,
દુરિત ઉપદ્રવ ભાવ નમો. અ૦ ૬
જગચિંતામણિ જગગુરુ જગહિત–
કારક જગજનનાથ નમો;
ઘોર અપાર ભવોદધિ તારણ,
તું શિવપુરનો સાથ નમો. અ૦ ૭
અશરણ શરણ નિરાગ નિરંજન,
નિરુપાધિક જગદીશ નમો;
બોધિ દીઓ અનુપમ દાનેશ્વર,
જ્ઞાનવિમલ સૂરીશ નમો. અ૦ ૮

૪ શ્રી અભિનંદન જિન ચૈત્યવંદન

વિશદશારદસોમસમાનન,
કમલકોમલચારુવિલોચન,
શુચિગુણ સુતરાંમભિનંદન ।
જય મુનિર્મલતાંચ્છિત ભૂષન ૧
જગતિ કાન્તહરીશ્વરલાંછિત-
ક્રમસરોરુહ ભૂરિકૃપાનિધે,
મમ સમીહિતસિદ્ધિવિધાયક,
ત્વદપર કમપીહ ન તર્કયે ૨
અવરસવર સંવરભૂપતે-
સ્તનય નીતિવિચક્ષણ તે પદમ્,
શરણમસ્તુ જિનેશ નિરંતર,
રુચિરભક્તિસુયુક્તિભૃતો મમ. ૩

૫ શ્રી શાંતિનાથ જિનચૈત્યવંદન

વિપુલનિર્ઝરકીર્તિભરાન્વિતો,
જયતિનિર્જરનાથનમસ્કૃતે ;
લઘુવિનિર્જિતમોહધરાધિપો,
જગતિ ય પ્રભુશાંતિજિનાધિપ ૧
વિહિતશાંતસુધારસમજ્જન,
નિખિલદુર્જયદોષવિવર્જિતમ્,
પરમપુણ્યવતા ભજનીયતા,
ગતમનન્તગુણૈઃ સહિત સતામ્ ૨
તમચિરાત્મજમીશમધીશ્વર,
ભવિકપદ્મવિબોધદિવાકરમ્,

મહિમધામ ભજામિ જગત્ત્રયે,
વરમનુત્તરસિદ્ધિસમૃદ્ધયે. ૩

### ૬. શ્રી. શાંતિનાથ પ્રભુનું ચૈત્યવંદન

શાંતિ જિનેસર સોળમા, અચિરાસુત વંદો;
વિશ્વસેન-કુલ-નભ-મણિ, ભવિજન સુખકંદો. ૧
મૃગલંછન જિન આઉખું, લાખ વરસ પ્રમાણ;
હત્થિણાઉર નયરીધણી, પ્રભુજી ગુણમણિખાણ. ૨
ચાલીસ ધનુષની દેહડી એ, સમચઉરસ સંઠાણ;
વદન પદ્મજ્યું ચંદલો, દીઠે પરમ કલ્યાણ. ૩

### શ્રી. શાન્તિનાથ પ્રભુનું ચૈત્યવંદન

જય ! જય ! શાન્તિજિણંદ દેવ, હત્થિણાઉર સ્વામી;
વિશ્વસેન કુલ ચંદ સમ, પ્રભુ અંતરજામી. ૧
અચિરા ઉર સર હંસલો, જિનવર જયકારી;
મારી રોગ નિવારકે, કીર્તિ [ જગ ] વિસ્તારી. ૨
સોલમા જિનવર પ્રણમીયે એ, નિત્ય ઊઠી નામી શીશ;
સુરનર ભૂપ પ્રસન્ન મન, નમતાં વાધે જગીશ. ૩

### ૮. શ્રી. મલ્લિનાથ જિન ચૈત્યવંદન

પહેલું ચોથું પાંચમું, ચારિત્ર ચિત્ત લાવે;
ક્ષપકશ્રેણી જિનજી ચઢી, ઘાતિ કર્મ ખપાવે. ૧
દીક્ષા દિન શુભ ભાવથી, ઊપજ્યું કેવળનાણ;
સમવસરણ સુરવર રચે, ચઉવિહ સંઘ મંડાણ.

વરસ પચાવન સહસનુ એ, જિનવર ઉત્તમ આય,
તસ પદ પદ્મ નમ્યા થકી, ચિદ્રુપે ચિત્ત ઠાય ૩

### ૯ નેમિનાથ પ્રભુનુ ચૈત્યવંદન

નેમિનાથ બાવીસમા, શિવાદેવી માય,
સમુદ્રવિજય પૃથ્વીપતિ, જે પ્રભુના તાય ૧
દશહ ધનુષની દેહડી, આયું વરસ હજાર,
શંખલછનધર સ્વામીજી, તજી રાજુલ નાર ૨
સોરીપુરી નયરી ભલી એ, બ્રહ્મચારી ભગવાન,
જિન ઉત્તમ પદ પદ્મને, નમતાં અવિચલ થાન ૩

### ૧૦ શ્રી પાર્શ્વજિન ચૈત્યવંદન

ૐનમ પાર્શ્વનાથાય, વિશ્વચિંતામણીયતે,
હ્રીં ધરણેન્દ્રવૈરોટ્યા-પદ્માદેવી યુતાય તે ૧
શાંતિતુષ્ટિમહાપુષ્ટિ-ધૃતિકીર્તિવિધાયિને,
ૐ હ્રીં દ્વીડ્વ્યાલવેતાલ-સર્વાધિવ્યાધિનાશિને ૨
જયાજિતાખ્યાવિજયા-ખ્યાપરાજિતયાન્વિત,
દિશાપાલૈગ્રહૈર્યક્ષૈ-ર્વિદ્યાદેવીભિરન્વિત ૩
ૐ અસિઆઉસાય નમ-સ્તત્ર ત્રૈલોક્યનાથતાં,
ચતુ ષષ્ટિસુરેન્દ્રાસ્તે, ભાસન્તે છત્રચામરે. ૪
શ્રીશંખેશ્વરમંડન પાર્શ્વ, જિન પ્રણતકલ્પતરૂકલ્પ,
ચૂરય દુષ્ટવ્રાત, પૂરય મે વાંછિત નાથ ૫

### ૧૧. શ્રી. પાર્શ્વનાથ પ્રભુનું ચૈત્યવંદન

આશ પૂરે પ્રભુ પાસજી, ત્રોડે ભવ પાસ;
વામા માતા જનમીયો, અહિ લંછન જાસ. ૧
અશ્વસેનસુત સુખકરુ, નવ હાથની કાય;
કાશી દેશ વણારસી, પુણ્યે પ્રભુ આય. ૨
એકસો વરસનું આઉખું એ, પાળી પાસ કુમાર;
પદ્મ કહે મુગતે ગયા, નમતાં સુખ નિરધાર. ૩

### ૧૨. શ્રી. પાર્શ્વનાથ પ્રભુનું ચૈત્યવંદન

જય ચિંતામણિ પાર્શ્વનાથ ! જય ત્રિભુવન સ્વામી;
અષ્ટ કરમ રિપુ જીતીને, પંચમી ગતિ પામી. ૧
પ્રભુ નામે આનંદકંદ, સુખ સંપત્તિ લહીયે;
પ્રભુ નામે ભવભવતણાં, પાતક સબ દહીયે. ૨
ૐ હ્રીં વર્ણ જોડી કરી એ, જપીએ પાર્શ્વ નામ;
વિષ અમૃત થઈ પરગમે, પાવે અવિચલ ઠામ. ૩

### ૧૩. શ્રી. મહાવીર પ્રભુનું ચૈત્યવંદન

સિદ્ધારથ સુત વંદીયે, ત્રિશલાનો જાયો;
ક્ષત્રિયકુંડમાં અવતર્યો, સુરનપતિ ગાયો. ૧
મૃગપતિ લંછન પાઉલે, સાત હાથની કાય;
બહોંતેર વરસનું આઉખું, વીર જિનેશ્વર રાય. ૨
ક્ષમાવિજય જિનરાજના એ, ઉત્તમ ગુણ અવદાત;
સાત બોલથી વર્ણવ્યા, પદ્મવિજય વિખ્યાત. ૩

## ૧૪. શ્રી મહાવીર પ્રભુનું ચૈત્યવંદન

શ્રી સિદ્ધાર્થ નૃપ કુલ તિલો, ત્રિશલા જસ માત;
હરિલંછન તનુ સાત હાથ, મહિમા વિખ્યાત ૧
ત્રીસ વરસ ગૃહવાસ છંડી, લીએ સંયમભાર,
બાર વરસ છદ્મસ્થ માન, લહી કેવલ સાર. ૨
ત્રીસ વરસ એમ સવિ મલી એ, બહોતેર આયુ પ્રમાણ,
દિવાળી દિન શિવ ગયા, કહે નય તે ગુણખાણ ૩

## ૧૫ શ્રી. સામાન્ય જિનનું ચૈત્યવંદન

તુજ મૂરતિને નીરખવા, મુજ નયણાં તરસે,
તુજ ગુણગણને બોલવા, રસના મુજ હરખે ૧
કાયા અતિ આનંદ મુજ, તુમ યુગ પદ ફરસે,
તો સેવક તાર્યા વિના, કહો કિમ હવે સરસે ૨
એમ જાણીને સાહિબા એ, નેક નજર મોહે જોય;
જ્ઞાનવિમલ પ્રભુ સુનજરથી, તે શું જે નવિ હોય ? ૩

## ૧૬ શ્રી. સામાન્ય જિનનું ચૈત્યવંદન

પરમેસર પરમાતમા, પાવન પરમિટ્ઠ,
જય જગગુરૂ ! દેવાધિદેવ ! નયણે મે દિઠ ૧
અચલ અકલ અવિકારસાર, કરૂણારસ સિંધુ,
જગતિ જન આધાર એક, નિષ્કારણ બંધુ ૨
ગુણ અનંત પ્રભુ તાહરા એ, કિમહી કહ્યા ન જાય,
રામ પ્રભુ જિનધ્યાનથી, ચિદાનંદ સુખ થાય ૩

## ૧૭. શ્રી. સામાન્ય જિનનું ચૈત્યવંદન

જય જય શ્રીજિનરાજ આજ, મલિયો મુજ સ્વામી;
અવિનાશી અકલંકરૂપ, જગ અંતરજામી. ૧

રૂપારૂપી ધર્મદેવ, આતમ આરામી;
ચિદાનંદ ચેતન અચિંત્ય, શિવલીલા પામી. ૨

સિદ્ધ બુદ્ધ તુજ વંદતાં, સકલ સિદ્ધિ વર બુદ્ધિ;
રામ પ્રભુ ધ્યાને કરી, પ્રગટે આતમ ઋદ્ધિ. ૩

કાલ બહુ સ્થાવર ગ્રહી, ભમિયો ભવમાંહી;
વિકલેંદ્રિય એળે ગયો, સ્થિરતા નહિ ક્યાંહી. ૪

તિર્યંચ પંચેંદ્રિયમાંહી દેવ! કરમે હું આવ્યો;
કરી કુકર્મ નરકે ગયો, તુમ દરિશન નહિ પાયો. ૫

એમ અનંત કાલે કરી એ, પામ્યો નર અવતાર;
હવે જગતારક તું મલ્યો, ભવજલ પાર ઉતાર. ૬

## ૧૮. પંચ પરમેષ્ઠિના ગુણનું ચૈત્યવંદન

બાર ગુણ અરિહંત દેવ, પ્રણમીજે ભાવે;
સિદ્ધ આઠ ગુણ સમરતાં, દુઃખ દોહગ જાવે. ૧

આચારજ ગુણ છત્રીશ, પચવીશ ઉવજ્ઝાય;
સત્તાવીશ ગુણ સાધુના, જપતાં શિવસુખ થાય. ૨

અષ્ટોત્તરશત ગુણ મલી એ, એમ સમરો નવકાર;
ધીરવિમળ પંડિતતણો, નય પ્રણમે નિત્ય સાર ૩

## ૧૯. શ્રી. તીર્થંકર ભગવંતોના વર્ણનું ચૈત્યવંદન

પદ્મપ્રભુ ને વાસુપૂજ્ય, દો રાતા કહીએ,
ચંદ્રપ્રભુ ને સુવિધિનાથ, દો ઉજ્જવળ લહીએ ૧
મલ્લિનાથ ને પાર્શ્વનાથ, દો નીલા નીરખ્યા,
મુનિસુવ્રત ને નેમનાથ, દો અંજન સરિખા ૨
સોળે જિન કંચનસમા એ, એવા જિન ચોવીશ,
ધીરવિમળ પંડિત તણો, જ્ઞાનવિમળ કહે શિષ્ય ૩

## ૨૦. જિનમંદિરનુ ચૈત્યવંદન

પ્રણમી શ્રીગુરુરાજ આજ, જિનમંદિર કેરો,
પુન્ય ભણી કરશુ સફલ, જિન વચન ભલેરો ૧
દેહરે જાવા મન કરે, ચોથતણુ ફલ આવે,
જિન જુહારવા ઊઠતાં, છઠ્ઠ પોતે પાવે ૨
જાવા માંડયુ જેટલે, અઠ્ઠમનણુ ફલ હોય,
ડગલુ ભરતા જિન ભણી, દશમતણુ ફલ જોય ૩
જાઈસ્યુ જિનહર ભણી, મારગ ચાલતા,
હોવે દ્વાદશતણુ પુન્ય, ભક્તિ માલતા ૪
અર્ધપથ જિનહર તણો, પંદર ઉપવાસ,
દીઠો સ્વામી તણો ભુવન, લહીએ એક માસ ૫
જિનહર પાસે આવતાં, છમાસી ફલ સિદ્ધ,
આવ્યા જિનહર બારણે, વર્ષીતપ ફલ લીધ ૬
સો વર્ષ ઉપવાસ પુણ્ય, પ્રદક્ષિણા દેતા,
સહસ્ર વર્ષ ઉપવાસ પુણ્ય, જિન નજરે જોતા ૭

ફલ ઘણું ફૂલની માલ, પ્રભુ કંઠે ઠવતાં
પાર ન આવે ગીત નાદ, કેરાં ફલ થુણતાં. ૮
ભાવે જિનવર જુહારીએ, ફલ હોવે અનંત;
તેહથી લઈએ સોગણું, જો પૂજે ભગવંત. ૯
શિર પૂંજી પૂજા કરે, કરે સૂર ધૂપણું ધૂપ;
અક્ષત સાર તે અક્ષય સુખ, દીપે તનુરૂપ. ૧૦
નિર્મલ તન મને કરી, થુણતાં ઇંદ્ર જગીશ;
નાટક ભાવના ભાવતાં, પામે પદવી ઈશ. ૧૧
જિનવર ભક્તિ વલી એ, પ્રેમે પ્રકાશી;
નિસુણી શ્રીગુરુવચણુ સાર, પૂર્વ ઋષિ ભાખી. ૧૨
અષ્ટ કર્મને ટાળવા, જિનમંદિર જઈશું;
ભેટી ચરણુ ભગવંતના, હવે નિર્મલ થઈશું. ૧૩
કીર્તિવિજય ઉવઝાયનો, વિનય કહે કર જોડ;
ફલ હોજો મુજ વિનતિ, જિનસેવાનું કોડ. ૧૪

૨૧. શ્રી. સીમંધર સ્વામીના દુહા.

અનંત ચોવીશી જિન નમું, સિદ્ધ અનંતી કોડ;
કેવલનાણી થિવિર સવિ, વંદુ બે કર જોડ. ૧
બે કોડિ કેવલધરા, વિહરમાન જિન વીશ;
સહસ યુગલ કોડિ નમું, સાધુ સરવ નિશદિશ. ૨
જે ચારિત્રે નિર્મલા, તે પંચાનન સિંહ;
વિષય કષાયને ગંજીયા, તે પ્રણમું નિશદિહ. ૩

રાકતણી પરે રડવડ્યો, નિધણીયો નિરધાર,
શ્રી સીમંધર સાહિબા, તુમ વિણુ ઇણે સંસાર ૪

## ૨૨ શ્રી. સીમંધર સ્વામીનું ચૈત્યવંદન

શ્રી સીમંધર વીતરાગ, ત્રિભુવન તુમે ઉપગારી,
શ્રી શ્રેયાસ પિતા કુલે, બહુ શોભા તુમારી ૧
ધન્ય ધન્ય માતા સત્યકી, જેણે જાયો જયકારી,
વૃષભ લછન વિરાજમાન, વંદે નરનારી ૨
ધનુષ પાચસેં દેહડી એ, સોહીએ સોવનવાન;
કીર્તિ વિજય ઉવજ્ઝાયનો, વિનય ધરે તુમ ધ્યાન ૩

## ૨૩ શ્રી. સીમંધરસ્વામીનું ચૈત્યવંદન

શ્રી સીમંધર જગધણી, આ ભરતે આવો,
કરુણાવંત કરુણા કરી, અમને વંદાવો ૧
સકલ ભક્ત તુમે ધણી, જો હોવો અમ નાથ,
ભવો-ભવ હું છું તાહરો, નહિ મેલું હવે સાથ ૨
સયલ સંગ છંડી કરી એ, ચારિત્ર લઈશું,
પાય તુમારા સેવીને, શિવરમણી વરીશું ૩
એ અલજો મુજને ઘણો એ, પૂરો સીમંધર દેવ,
ઇહાં થકી હું વીનવું, અવધારો મુજ સેવ ૪

## ૨૪ શ્રી. સિદ્ધાચલજીના દુહા

સિદ્ધાચલ સમરું સદા, સોરઠ દેશ મોઝાર;
મનુષ્યજન્મ પામી કરી, વંદુ વારવાર ૧

એકેકું ડગલું ભરે, શત્રુંજય સામો જેહ;
ઋષભ કહે ભવ ક્રોડનાં, કર્મ ખપાવે તેહ. ૨

સોરઠ દેશમાં સંચર્યો, ન ચઢયો ગઢ ગિરનાર;
શેત્રુંજી નદી નાહ્યો નહિ, એનો એળે ગયો અવતાર. ૩

નેમિ વિના ત્રેવીશ પ્રભુ, આવ્યા વિમલગિરિંદ;
ભાવિ ચોવીશી આવશે, પદ્મનાભાદિ જિણિંદ. ૪

જગમાં તીરથ દો વડાં, શત્રુંજય ગિરનાર;
એક ગઢ ઋષભ સમોસર્યા; એક ગઢ નેમિકુમાર. ૫

સિદ્ધાચલ સિદ્ધિ વર્યા, ગૃહી મુનિ લિંગ અનંત;
આગે અનંતા સિદ્ધશે, પૂજો ભવી ભગવંત. ૬

શત્રુંજયગિરિમંડણો, મરુદેવાનો નંદ;
યુગલા ધર્મ નિવારણો, નમો યુગાદિ જિણંદ. ૭

### ૨૫. શ્રી. સિદ્ધાચલજીનું ચૈત્યવંદન

શ્રી શત્રુંજય સિદ્ધક્ષેત્ર, દીઠે દુરગતિ વારે;
ભાવ ધરીને જે ચઢે, તેને ભવપાર ઉતારે. ૧

અનંત સિદ્ધનો એહ ઠામ, સકલ તીર્થનો રાય;
પૂરવ નવાણું રીખવદેવ, જ્યાં ઠવિયા પ્રભુ પાય. ૨

સૂરજકુંડ સોહામણો એ, કવડજક્ષ અભિરામ;
નાભિરાયા કુલમંડણો, જિનવર કરું પ્રણામ. ૩

### ૨૬ શ્રી સિદ્ધાચલજીનું ચૈત્યવંદન

વિમલકેવલજ્ઞાનકમલાકલિતત્રિભુવનહિતકર,
સુરરાજસંસ્તુતચરણપંકજ, નમો આદિ જિનેશ્વર ૧
વિમલગિરિવરશૃંગમંડણ, પ્રવરગુણગણભૂધરં,
સુરઅસુરકિન્નરકોડિસેવિત— નમો૦ ૨
કરતી નાટક કિન્નરીગણ, ગાય જિનગુણ મનહર,
નિર્જરાવલિ નમે અહોનિશ— નમો૦ ૩
પુંડરીક ગણપતિ સિદ્ધિ સાધી, કોડિ પણ મુનિ મનહર,
શ્રીવિમલગિરિવરશૃંગસિદ્ધા— નમો૦ ૪
નિજ સાધ્યસાધક સુર મુનિવર, કોડીનંત એ ગિરિવર,
મુક્તિરમણી વર્યા રંગે— નમો૦ ૫
પાતાલ-નર-સુર-લોકમાંહી વિમલગિરિવરતો પર,
નહિ અધિક તીરથ તીર્થપતિ કહે— નમો૦ ૬
ઈમ વિમલગિરિવરશિખરમંડણ, દુઃખવિહંડણ ધ્યાઈએ,
નિજ શુદ્ધ સત્તા સાધનાર્થ, પરમજ્યોતિ નિપાઈએ ૭
જિતમોહકોહવિછોહનિદ્રા, પરમપદસ્થિત જયકરં,
ગિરિરાજ-સેવા-કરણ તત્પર, પદ્મવિજય સુહિતકરં ૮

### ૨૭ શ્રી રાયણપગલાનું ચૈત્યવંદન

એહ ગિરિ ઉપર આદિ દેવ, પ્રભુ પ્રતિમા વંદો,
રાયણ હેઠ પાદુકા, પૂજી આણંદો ૧
એહ ગિરિનો મહિમા અનંત, કુણ કરે વખાણ,
ચૈત્રી પૂનમને દિને, તેહ અધિકો જાણ ૨

એહ તીરથ સેવો સદા એ, આણી ભક્તિ ઉદાર;
શત્રુંજય સુખદાયકો, દાનવિજય જયકાર. ૩

### ૨૮. શ્રી. પુંડરીકસ્વામીનું ચૈત્યવંદન.

શ્રી શત્રુંજય-માહાત્મ્યની, રચના કીધી સાર;
પુંડરગિરિના સ્થાપનાર, પ્રથમ જિન-ગણધાર. ૧
એક દિન વાણી જિનની, શ્રવણી થયા આણંદ;
આવ્યા શત્રુંજયગિરિ, પંચ ક્રોડ સહ રંગ. ૨
ચૈત્રી પૂનમને દિને એ, શિવશું કીયો યોગ;
નમીએ ગિરિને ગણધરુ, અધિક નહિ ત્રિલોક. ૩

### ૨૯. શ્રી. પુંડરીક સ્વામીનું ચૈત્યવંદન.

આદીશ્વર જિનરાયનો, ગણધર ગુણવંત;
પ્રગટ નામ પુંડરીક જાસ, મહીમાંહે મહંત. ૧
પંચ કોડી સાથે મુણિંદ, અણસણ તિહાં કીધ;
શુક્લ ધ્યાન ધ્યાતાં અમુલ, કેવલ તિહાં લીધ. ૨
ચૈત્રી પૂનમને દિને એ, પામ્યા પદ મહાનંદ;
તે દિનથી પુંડરીકગિરિ, નામ દાન સુખકંદ. ૩

### ૩૦. શ્રી. સિદ્ધચક્રજીનું ચૈત્યવંદન.

જો ધુરિ સિરિ અરિહંત મૂલ, દઢપીઠપઈટ્ઠિઓ;
સિદ્ધ સૂરિ ઉવજઝાય સાહુ, ચિહું પાર ગરિટ્ઠિઓ. ૧
દંસણ નાણું ચરિત્ત તવ હિ, પડિસાહા સુંદરુ;
તત્તક્ખરસરવગ્ગ લદ્ધિ, ગુરુ પયદલ દુંબરુ. ૨

હિસિપાલજક્ખજક્ખિણીપમુહ, સુરકુસુમેહિ અલ કિયો,
સો સિદ્ધચક્ક ગુરૂ કપ્પતરૂ,અમ્હ મનવ છિય ફલ દિઓ ૩

### ૩૧ પર્યુષણનું ચૈત્યવંદન

વડા કલ્પ પૂર્વ દિને, ઘરે કલ્પને લાવો,
રાતીજગા પ્રમુખે કરી, શાસન સોહાવો ૧
હય ગય રથ શણગારીને, કુમર લાવો ગુરૂ પાસે,
વડાકલ્પ દિન સાંભળો, વીરચરિત્ર ઉલ્લાસે ૨
છઠ્ઠ અઠ્ઠમ તપ કીજીએ, ધરીએ શુભ પરિણામ,
સ્વામીવચ્છલ પ્રભાવના, પૂજા અભિરામ ૨
જિન ઉત્તમ ગૌતમ પ્રત્યે, કહે જો એકવીશ વાર,
ગુરુમુખ પદ્મથી સુણીયે, તો પામે ભવપાર ૪

### ૩૨ બીજનું ચૈત્યવંદન

દુવિધ ધર્મ જેણે ઉપદેશ્યો, ચોથા અભિનંદન,
બીજે જનમ્યા તે પ્રભુ, ભવદુઃખ નિકંદન ૧
દુવિધ ધ્યાન તમે પરિહરો, આદરો દોય ધ્યાન;
એમ પ્રકાશ્યુ સુમતિ જિને, તે ચવિયા બીજદિન. ૨
દોય બંધન રાગ દ્વેષ, તેહને ભાવિ તજીએ,
મુજ પરે શીતલ જિન કહે બીજ દિન શિવ ભજીએ ૩
જીવાજીવ પદાર્થનું, કરો નામ સુનાણુ,
બીજ દિને વાસુપૂજ્ય પર, લહો કેવલનાણ ૪

નિશ્ચય નય વ્યવહાર દોય, એકાંત ન ગ્રહીએ;
અરજિન બીજ દિને ચ્યવી, એમ જિન આગળ કહીએ. ૫
વર્તમાન ચોવીશીએ, એમ જિન કલ્યાણ;
બીજ દિને કેઈ પામિયા, પ્રભુ નાણ નિર્વાણ. ૬
એમ અનંત ચોવીશીએ, હુઆ બહુ કલ્યાણ;
જિન ઉત્તમ પદ પદ્મને, નમતાં હોય સુખ ખાણ. ૭

## ૩૩. પંચમીનું ચૈત્યવંદન

યુગલાધર્મ નિવાર આદ્ય, આદિમ અરિહંત;
શાંતિકરણ શ્રી શાંતિનાથ, જય કમળાવંત;
નેમિનાથ બાવીશમા, બાળથકી બ્રહ્મચારી;
પ્રગટ પ્રભાવી પાર્શ્વનાથ, રત્નત્રયી ધારી;
વર્તમાન શાસન ધણી એ, વર્ધમાન જગદીશ;
પાંચે જિનવર પ્રણમતાં, વાધે જગમાં જગીશ. ૧
જન્મ કલ્યાણક પંચ રૂપ, સોહમપતિ આવે;
પાંચ જાતિ કળશે કરી, સુરગિરિ નવરાવે;
પંચશાખ અગૂંઠડે, અમૃત સંચારે;
બાળપણે જિનરાજકાજ, એમ ભક્તિ શું ધારે;
પાંચ ધાત્રી પાળી જતે એ, યૌવનવય પાવે;
પાંચ વિષય વિષવેલી તોડી, સંયમ મન ભાવે. ૨
છાંડી પંચપ્રસાદ પંચ-ઈંદ્રિય બલ મોડી;
પાંચ મહાવ્રત આદરે, દઈ ધન કોડી;

પંચાચાર આરામમા, પામ્યા પંચમ જ્ઞાન,
પંચ દેહ વર્જિત થયા, પંચ હ્રસ્વાક્ષર માન,
પંચમી ગતિ ભરતાર તાર, પૂરણ પરમાનંદ,
**પંચમીતપ આરાધતાં ક્ષમાવિજય જિનચંદ ૩**

### ૩૪ શ્રી જ્ઞાનપંચમીનું ચૈત્યવંદન

બાર પર્ષદા આગલે, શ્રી નેમિ જિનરાય,
મધુર ધ્વનિ દીયે દેશના, ભવિજનને હિતદાય ૧
પંચમી તપ આરાધીએ, જિમ લહિએ અપાર જ્ઞાન,
કાર્તિક સુદિ પંચમી ગ્રહો, હરખ ધણો બહુમાન ૨
પાંચ વર્ષ ઉપર વલી, પંચ માસ લગે જાણુ,
અથવા જાવજ્જીવ લગે, આરાધો ગુણખાણુ ૩
વરદત્ત ને ગુણમંજરી, પંચમી આરાધી,
અંતે આરાધન કરી, શિવપુરીને સાધી ૪
ઈણિપરે જે આરાધશે એ, પંચમી વિધિસંયુક્ત,
જિન ઉત્તમ પદ પદ્મને, નમી થાયે શિવભક્ત ૫

### ૩૫. શ્રી અષ્ટમીનુ ચૈત્યવંદન

મહા સુદિ આઠમને દિને, વિજયાસુત જાયો,
તિમ ફાગણ સુદિ આઠમે, સંભવ ચવી આવ્યો ૧
ચૈતર વદની આઠમે, જનમ્યા ઋષભ જિણંદ;
દીક્ષા પણ એ દિન લહી, હુઆ પ્રથમ મુનિચંદ ૨

માધવ સુદિ આઠમ દિને, આઠ કર્મ કરી દૂર;
અભિનંદન ચોથા પ્રભુ, પામ્યા સુખ ભરપૂર. ૩
એહિ જ આઠમ ઉજળી, જનમ્યા સુમતિ જિણંદ;
આઠ જાતિ કળશે કરી, ન્હવરાવે સુરઈંદ. ૪
જનમ્યા જેઠ વદિ આઠમે, મુનિસુવ્રત સ્વામી;
તેમ અષાડ સુદિ આઠમે, અષ્ટમી ગતિ પામી. ૫
શ્રાવણ વદની આઠમે, નમિ જનમ્યા જગભાણ;
તેમ શ્રાવણ સુદિ આઠમે, પાસજીનું નિરવાણ. ૬
ભાદ્રવા વદિ આઠમ દિને એ, ચવિયા સ્વામી સુપાસ;
જિન ઉત્તમ પદ પદ્મને, સેવ્યાથી શિવવાસ. ૭

## ૩૬. શ્રી. એકાદશીનું ચૈત્યવંદન

શાસનનાયક વીરજી, પ્રભુ કેવળ પાયો;
સંઘ ચતુરવિધ સ્થાપવા, મહસેન વન આયો. ૧
માધવસિત એકાદશી, સોમિલ દ્વિજ યજ્ઞ;
ઈન્દ્રભૂતિ આદે મળ્યા, એકાદશ વિજ્ઞ. ૨
એકાદશસેં ચઉગુણો, તેહનો પરિવાર;
વેદ-અરથ અવળો કરે, મન અભિમાન અપાર. ૩
જીવાદિક-સંશય હરી, એકાદશ ગણધાર;
વીરે સ્થાપ્યા વંદીએ, જિનશાસન જયકાર. ૪
મલ્લિ જન્મ અર મલ્લિ પાસ, વર ચરણવિલાસી;
ઋષભ અજિત સુમતિ નમિ, મલ્લિ ઘનઘાતી વિનાશી. ૫

પદ્મપ્રભ શિવવાસ પાસ, ભવભવના તોડી,
એકાદશી દિન આપણી, ઋદ્ધિ મળી જોડી ૬
દસ ક્ષેત્રે ત્રિહુ કાળનાં, ત્રણસે કલ્યાણ,
વર્ષ અગ્યાર એકાદશી, આરાધો વર નાણ ૭
અગિયાર અંગ લખાવીએ, એકાદશ પાઠા,
પૂંજણી ઠવણી વીંટણી, મશી કાગળ કાઠાં ૮
અગિયાર અવ્રત છાંડવા એ, વહો પડિમા અગિયાર,
ખિમાવિજય જિનશાસને, સફળ કરો અવતાર ૯

## ૩૭. શ્રી વીસ સ્થાનકનું ચૈત્યવંદન

પહેલે પદ અરિહંત નમું, બીજે સર્વ સિદ્ધ,
ત્રીજે પ્રવચન મન ધરો, આચારજ સિદ્ધ ૧
નમો થેરાણં પંચમે, પાઠક ગુણ છઠ્ઠે,
નમો લોએ સવ્વસાહૂણં, જે છે ગુણગરિઠ્ઠે ૨
નમો નાણસ્સ આઠમે, દર્શન પદ ધ્યાવો,
વિનય કરો ગુણવંતનો, ચારિત્ર મન ભાવો ૩
નમો બંભવયધારિણં, તેરમે કિરિયાણં,
નમો તવસ્સ ચૌદમે, ગોયમ નમો જિણાણં ૪
ચારિત્ર નાણ સુઅસ્સને એ, નમો તિત્થસ્સ જાણી,
જિન ઉત્તમ પદ પદ્મને, નમતા હોય સુખખાણી. ૫

### ૩૮. એકસો સિત્તેર જિન ચૈત્યવંદન

સોળે જિનવર શામળા, રાતા ત્રીસ વખાણું;
લીલા મરકત મણિસમા, આડત્રીશ વખાણું. ૧
પીળા કંચન વર્ણસમા, છત્રીસે જિનચંદ;
શંખ વરણ સોહામણું, પચાશે સુખકંદ. ૨
સિત્તેર સો જિન વંદીએ એ, ઉત્કૃષ્ટા સમકાળ;
અજિતનાથ વારે હુઆ, વંદુ થઇ ઉજમાળ. ૩
નામ જપંતાં જિનતણું, દુરગતિ દૂરે જાય;
ધ્યાન ધ્યાતાં પરમાત્માનું, પરમ મહોદય થાય. ૪
જિનવર નામે જશ ભલો, સફળ; મનોરથ તોર;
શુદ્ધ પ્રતીતિ જિનતણી, શિવસુખ અનુભવધાર. ૫

### ૩૯. સિદ્ધભગવાનનું ચૈત્યવંદન

અજ અવિનાશી અકલ જે, નિરાકાર નિરધાર;
નિર્મમ નિર્ભય જે સદા, તાસ ભક્તિ ચિત્ત ધાર. ૧
જન્મ જરા જાકું નહીં, નહીં શોક સંતાપ;
સાદિ અનંત સ્થિતિ કરી, સ્થિતિબંધન રુચિકાય. ૨
ત્રીજે અંશ રહિત શુચિ, ચરણ પિંડ અવગાહ;
એક સમે સમશ્રેણીએ, અચળ થયો શિવનાહ. ૩
સમ અરૂ વિષમપણે તરી, ગુણપર્યાય અનંત;
એક એક પરદેશમેં, શક્તિ સુજગ મહંત. ૪
રૂપાતીત વ્યતીતમલ, પૂર્ણાનંદી ઇશ;
ચિદાનંદ તાકુ નમત, વિનય સહિત નિજ શિષ. ૫

# જિનેશ્વરનાં સ્તવનો

## ૧–શ્રી. ઋષભદેવ પ્રભુનાં સ્તવન

જગજીવન જગવાલહો, મરુદેવીનો નંદ લાલ રે;
મુખ દીઠે સુખ ઉપજે,
દરિશણુ અતિહિ આનંદ લાલ રે. જગ૦ ૧

આંખડી અંબુજ પાંખડી,
અષ્ટમી શશી સમ ભાલ લાલ રે;
વદન તે શારદ ચંદલો,
વાણી અતિહિ રસાળ લાલ રે. જગ૦ ૨

લક્ષણુ અંગે વિરાજતાં,
અડહિય સહસ ઉદાર લાલ રે;
રેખા કર ચરણાદિ કે,
અભ્યંતર નહિ પાર લાલ રે. જગ૦ ૩

ઇંદ્ર ચંદ્ર રવિ ગિરિ તણા,
ગુણુ લેઈ ઘડિયું અંગ લાલ રે;
ભાગ્ય કિહાં થકી આવીયું,
અચરિજ એહ ઉત્તંગ લાલ રે. જગ૦ ૪

ગુણુ સઘળા અંગી કર્યા,
દૂર કર્યા સવિ દોષ લાલ રે;

વાચક જસવિજયે થૂણ્યો,
દેજ્યો સુખનો પોષ લાલ રે   જગ૦ ૫

૨ ]

ઋષભદેવ હિતકારી,
જગતગુરુ ઋષભદેવ હિતકારી;
પ્રથમ તીર્થંકર પ્રથમ નરેસર,
પ્રથમ યતિવ્રત ધારી   જ૦ ૧
વરસીદાન દેઈ તુમ જગમે,
ઈલતિ ઈતિ નિવારી,
તૈસી કાહી કરતુ નાહી કરુના,
સાહિબ બેર હમારી   જ૦ ૨
માગત નહિ હમ હાથી ઘોરે,
ધન કન કંચન નારી,
દીઓ મોહે ચરનકમલકી સેવા,
યાહિ લગત મોહે પ્યારી   જ૦ ૩
ભવલીલા વાસિત સુર ડારે,
તું પર સબહી ઉવારી,
મે મેરા મન નિશ્ચલ કીનો,
તુમ આણા શિર ધારી   જ૦ ૪
એસો સાહિબ નહિ કોઉ જગમે,
યાસું હોય દિલદારી,

દિલ હિ દલાલ પ્રેમકે બિચે,
તિહાં હઠ ખેંચે ગમારી જ૦ ૫
તુમહિ સાહિબ મે હું બંદા,
યા મત દીઓ વિસારી;
શ્રી નયવિજય વિબુધ સેવકકે,
તુમ હો પરમ ઉપકારી. જ૦ ૬

[ ૩ ]

ઋષભ જિણંદા ઋષભ જિણંદા,
તુમ દરિશન હુએ પરમાણંદા;
અહનિશિ ધ્યાઉં તુમ દીદારા,
મહેર કરીને કરજ્યો પ્યારા. ઋષભ૦ ૧
આપણને પૂંઠે જે વલગા,
કિમ સરે તેહને કરતાં અલગા;
અલગા કીધા પણ રહે વલગા,
મોરપીંછ પરે ન હુએ ઊભગા. ઋષભ૦ ૨
તુમ્હે પણ અળગે થયે કિમ સરશે,
ભક્તિ ભલી આકરષી લેશે;
ગગને ઊડે દૂર પડાઈ,
દોરી બલે હાથ રહે આઈ. ઋષભ૦ ૩
મુજ મનડું છે ચપલ સ્વભાવે,
તોહે અંતર્મુહૂર્ત પ્રસ્તાવે;

તું તો સમય સમય બદલાયે,
ઇમ કિમ પ્રીતિ નિવાહો થાયે ઋષભ૦ ૪
તે માટે તું સાહિબ માહરો,
હું પ્રભુ સેવક ભવોભવ તાહરો,
એહ સંબંધમાં મ હુઓ ખામી,
વાચક માન કહે શિર નામી ઋષભ૦ ૫

[૪]

ઋષભ જિણંદા ઋષભ જિણંદા,
તુ સાહિબ હું છું તુજ બંદા,
તુજશું પ્રીતિ બની મુજ સાચી,
મુજ મન તુજ ગુણશું રહ્યુ રાચી ઋ૦ ૧
દીઠા દેવ રુચે ન અનેરા,
તુજ પાખલિએ ચિત્તડુ દીયે ફેરા,
સ્વામી શું કામણુડલુ કીધુ,
ચિત્તડુ અમારુ ચોરી લીધુ ઋ૦ ૨
પ્રેમ બધાણો તે તો જાણો,
નિરવહશો તો હોશે પ્રમાણો,
વાચક જસ વિનવે જિનરાજ,
બાહ્ય ગ્રહ્યાની તુજને લાજ ઋ૦ ૩

[૫]

વિમલાચલ પર દાદાની અજબ છટા,
તુહારે શિર રાજત અજબ જટા,

છારયે માનું ગયન ન છારત,
સીસ સણગાર છટા. તુહારે૦ ૧
કિયું ગંગા અમરી સુર સેવત,
યમુના ઉભય તટા;
ગિરિવર શિખરે એહ અનોપમ,
ઉન્નત મેઘ ઘટા. તુહારે૦ ૨
કેસી વાર લગે ભવિ ભવજલ,
તારત આત વિકટા;
હરિ કહે જસ પ્રભુ ઋષભ રખોઓ,
હમરિ અતિ ઉલટા. તુહારે૦ ૩

[ ૬ ]

(તાર હો તાર પ્રભુ–એ દેશી)

ઋષભ જિનરાજ મુજ આજ દિન અતિ ભલો,
ગુણ નીલો જેણે તુજ નયન દીઠો;
દુઃખ ટલ્યાં સુખ મલ્યાં સ્વામી તુજ નિરખતાં,
સુકૃત સંચય હુઓ પાપ નીઠો. ઋષભ૦ ૧
કલ્પ શાખી ફલ્યો કામ ઘટ મુજ મલ્યો,
આંગણે અમીયનો મેહ વૂઠો;
મુજ મહિરાણ મહી ભાણ તુજ દર્શને,
ક્ષય ગયો કુમતિ અંધાર જૂઠો. ઋષભ૦ ૨

કવણુ નર કનક મણિ છોડી તૃણુ સંગ્રહે?
  કવણુ કુંજર તજી કરહ લેવે?
કવણુ બેસે તજી કલ્પતરુ બાઉલે?
  તુજ તજી અવર સુર કોણુ સેવે? ઋષભ૦ ૩
એક મુજ ટેક સુવિવેક સાહિબ સદા,
  તુજ વિના દેવ દૂજો ન ઈહું,
તુજ વચન-રાગ સુખ સાગરે ઝીલતો,
  કર્મ ભર ભ્રમ થકી હું ન બીહું ઋષભ૦ ૪
કોડી છે દાસ વિભુ! તાહરે ભલભલા,
  માહરે દેવ તું એક પ્યારો,
પતિતપાવન સમો જગત ઉદ્ધારકર,
  મહેર કરી મોહે ભવજલધિ તારો ઋષભ૦ ૫
મુક્તિથી અધિક તુજ ભક્તિ મુજ મન વસી,
  જેહ શું સબળ પ્રતિબંધ લાગો,
ચમકપાષાણુ જિમ લોહને ખેચશ્યે,
  મુક્તિને સહજ તુજ ભક્તિ રાગો ઋષભ૦ ૬
ધન્ય! તે કાય જેણે પાય તુજ પ્રણુમિયે,
  તુજ થુણે જેહ ધન્ય! ધન્ય! જીહા,
ધન્ય! તે હૃદય જેણે તુજ સદા સમરતા,
  ધન્ય! તે રાત ને ધન્ય! દીહા. ઋષભ૦ ૭
ગુણુ અનંતા સદા તુજ ખજાને ભર્યા,
  એક ગુણુ દેત મુજ શું વિમાસો,

[ ૯ ]

પ્રથમ જિનેશ્વર પ્રણમીએ, જાસ સુગંધી રે કાય;
કલ્પવૃક્ષ પરે તાસ ઇંદ્રાણી નયન જે,
ભૃંગ પરે લપટાય. ૧

રોગઉરગ તુજ નવિ નડે, અમૃત જે આસ્વાદ;
તેહથી પ્રતિહત તેહ માનું કોઇ નવિ કરે,
જગમાં તુમશું રે વાદ. ૨

વગર ધોઈ તુજ નિરમળી, કાયા કંચનવાન;
નહિ પ્રસ્વેદ લગાર, તારે તું તેહને,
જે ધરે તાહરું ધ્યાન. ૩

રાગ ગયો તુજ મન થકી, તેહમાં ચિત્ર ન કોય;
રુધિર આમિષથી રાગ ગયો, તુજ જન્મથી
દૂધ સહોદર હોય. ૪

શ્વાસોચ્છ્વાસ કમળસમો, તુજ લોકોત્તર વાસ;
દેખે ન આહાર નિહાર ચરમચક્ષુધણી,
એહવા તુજ અવદાત. ૫

ચાર અતિશય મૂળથી ઓગણીસ દેવના કીધ;
કર્મ ખપ્યાથી અગ્યાર, ચોત્રીશ એમ અતિશયા,
સમવાયાંગે પ્રસિદ્ધ. ૬

જિન ઉત્તમ ગુણ ગાવતાં, ગુણ આવે નિજ અંગ;

પદ્મવિજય કહે એહ સમય પ્રભુ પાળજો,
જેમ થાઉં અક્ષય અભગ ૭

[ ૧૦ ]

(કભી માદ કગ્કે ગલી પાર કરકે ચલી આના—એ ટેક)
સવી હળીમળીને શિર લળી લળીને,
નિત પૂજે ઋષભ ચગ્ણ.

બારે મેઘ મળી કરે અભિષેકો,
મલયાચલ ધરી ચદન મહેકો
તરુ લળી લળીને, બહુ ફુલી ફલીને નિત૦ ૧

ઋતુએ ઋતુના વાતથી ધૂપો,
સૂર્ય ચદ્રના જગમગતા દીપો
રત્નગિરિ ઢળીને, રત્નરાશિ ભળીને નિત૦ ૨

ભૂમિ નવરસના થાળને ધારો,
ઉદ્યાનો ફળ લઈ હેતે પધારો
દર્શન દષ્ટિ કળીને, જિન પથે પળીને નિત૦ ૩

[૧૧] શ્રી. કેસરિયાનાથ-સ્તવન

( ગઝ-માઢ )

જય ધુલેવાવાલા, કાળિયાબાબા, કેસરિયા ભગવાન્,
જય નાભિકાલાલ, નાથ દયાલા, ઋષભદેવ ભગવાન!
( એ ટેક)

દેશદેશસે યાત્રિક આવે, કરે સેવા ગુણ ગાન;
આંગી ચઢાવે, કેસર ચઢાવે, તેરા જમાવે ધ્યાન.
જય૦ ૧
ઈસ કલિયુગમેં તેરી સૂરત, તુમ સમ હૈ ભગવાન;
તૂં ચિંતામણિ પરતિખ પરચા, પારસમણિ પ્રધાન.
જય૦ ૨
ઔર દેવ હૈં રાગી દ્વેષી, તું વીતરાગ ગુણખાન;
તેરી સેવામેંહી સબ કુછ હૈ, સુખ શાંતિ કલ્યાણ.
જય૦ ૩
ઉદયપુરકે સંઘકે લારે, આયા તુમ ચરણાન;
પુણ્ય-ઉદય કે પુરસે પાયા, આલમકા સુલતાન.
જય૦ ૪
અપની દીક્ષા કે દિન તુમસેહી, ચારિત્ર દર્શન જ્ઞાન;
ન્યાયવિજય નીતનીત માને, શાશ્વત પદ નિરવાણ.
જય૦ ૫

[ ૧૨ ]

(રાગ–મેરે મૌલા બુલા લે મદીને મુઝે)

આદિનાથ શેત્રુંજે બુલાલે મુઝે ॥ ટેર ॥
આપ આયે થે ગિરિ પર, પૂર્વ નિન્નાણુ પ્રભો;
ઔર ભી જિનવર પધારે, વિમલગિરિ પુનિત હો.
ઐસી ભૂમિકા ફરસ કરા દે મુઝે. આદિ૦ ॥ ૧ ॥

ઈસ ગિરિ પર ધ્યાન ધરકે, જાપ જિનપદકા કિયા,
કર્મ શત્રુકો હટા કર, વોહી શિવ-સ્વામી હુઆ
ઉસી ધ્યાનકા પાઠ સિખાદે મુઝે  આદિ૦ ॥ ૨ ॥
ચન્દ્રશેખર મુક્તિગામી, હુઆ કર્મ હટાયકે,
હુઆ કુક્કુટ, ચન્દરાજા, સિદ્ધગિરિ પર આયકે
ઈસી તીરકા જ્ઞાન દિલાદે મુઝે  આદિ૦ ॥ ૩ ॥
શ્રીસીમધર સ્વામીને યું, કહા ઈદ્રકે સામને,
તીર્થ શત્રુંજયકે સાની, ઓર નહી ઈસ કાલમે
તીરથ-ભક્તિકા પ્યાલા પિલાદે મુઝે  આદિ૦ ॥ ૪ ॥
અન્યમતિ સસર્ગમે મૈ, દ્વેષ જિનમતકા કિયા,
કુમતિકી કુસગતિસે, દ્વેષ મૂર્તિકા કિયા.
અબ ચરણોકા દાસ બનાલે મુઝે  આદિ૦ ॥ ૫ ॥
બાલકી અરદાસ અમૃત-પાન ભક્તિ લીજિયે,
સિદ્ધગિરિ બુલાયકે ચન્દ્ર દર્શન દીજિયે.
શિવનારીકી સેર બતાદે મુઝે  આદિ૦ ॥ ૬ ॥

[૧૩]

(રાગ-કાલી કમલી વાલે, તુમકો લાખો પ્રણામ)
શ્રી આદીશ્વર બાબા, તુમકો લાખો પ્રણામ ॥ટેરા॥
આપને યુગલાધર્મ નિવારા, નીતિ-રીતિકા કિયા પ્રચારા;
દીના વાર્ષિક દાન તુમકો૦ ॥ ૧ ॥
પાચ મહાવ્રતધર્મ સ્વીકારા, સાથમે નિકલે ચાર હજારા;
દીના વાર્ષિક તપ અભિરામ તુમકો૦ ॥૨॥

કેવલ પાકર ધર્મ બતાયા, સત્ય શાન્તિકા નાદ સુનાયા
ભવિક જીવ વિશ્રામ. તુમસેં ॥૩॥

નસીબસે જિનદર્શન પાયા, રત્ન ચિંતામણિ હાથમેં આયા;
ઔરોંસે ક્યા કામ. તુમસેં ॥૪॥

મુક્તિ કમલમેં વાસ તુમારા, ચારિત્રદર્શન જયજયકારા,
સિદ્ધાચળ શુભ ધામ. તુમસેં ॥૫॥

[૧૪]

(રાગ-વાલમ તુમારી વિદાય લેતાં,
શાંત મૂરત તારી જોતાં, શિર ઝૂકે લળી લળી)

આદિ નરપતિ આદિ જિનપતિ, સાંભરે છે પલે પલે;
સર્વ જીવનો હિતકર્તા, સાંભરે મને પલે પલે. ॥ટેર॥

જે સમયમાં આ જગતમાં, ધર્મ કર્મ કો ના મળે;
નીતિ મારગને ચલાવ્યો. સાંભરે છે. ૧

યુગલ યુગમાં ભાઈ ભગિની, દંપતી રૂપે મળે;
એહવી રીતિ હટાવી, સાંભરે છે. ૨

છતે ધાન્યે સરળ ભાવે, સર્વ ભૂખ્યાં ટળવળે,
વિદ્યાઓ તેને બતાવી, સાંભરે છે. ૩

છૂટે હાથે દાન દઈ ને, સાધુ થઈને નીકળે;
ધ્યાન તપને કેળવે એમ, સાંભરે છે ૪

પામી કેવળજ્ઞાન-લક્ષ્મી, આપણાં શક્તિ બળે;
સંઘ સ્થાપ્યો ધર્મ રોપ્યો, સાંભરે છે. ૫

માત પુત્રો પુત્રી પોતે, મુક્તિ સુખમા જઈ મળે,
એમ પ્રભુના ગુણ અનતા, સાભરે છે૦ ૬
આબૂ પર એ ઋષભ પ્રભુના, ચરણમા આવી ઢળે,
ભાવથી ચારિત્રદર્શન, સાંભરે છે૦ ૭

[૧૫] શ્રી આદિનાથ અખાત્રીજ-સ્તવન

(રાગ-જાઓ જાઓ એ મેરે સાધુ, રહો ગુરુકે સગ)

આવો આવો આદીશ્વર દાદા, ગ્રહો ઈક્ષુ-રસદાન ।।ટેરા।
નાભિનદન વિનિતા મડન, ઋષભદેવ ગુણવાન,
ચાર હજાર મનુષ્યો સાથે, યોગી બન્યા પ્રધાન આવો૦૧
લોકો આપે કન્યા ઘોડા, ભિક્ષા વિધિના અજાણ,
સ્વીકારે નહી તેને પ્રભુજી, ચાર જ્ઞાનથી જાણ આવો૦૨
સાથના સઘળા છૂટા થઈને, વસિયા વન વેરાન,
હસ્તિનાપુર નાથ પધાર્યા, ફરતા વરસ પ્રમાણ આવો૦૩
શ્રેયાસે સમજી પોકારી, બોલાવ્યા ભગવાન,
વિનતિ કરી દાદા દાસનુ, સ્વીકારો આ દાન. આવો૦૪
શ્રી શ્રેયાસે એમ ભાવતા, ઈક્ષુ-રસે બહુમાન,
પારણુ વાર્ષિક તપનુ કરાવી, સાધ્યું નિજ કલ્યાણ આવો૦૫
ધન્ય દિવસ ધન્ય ભાગ્ય હમારા, શાસનના સુલતાન,
અમ આંગણિએ આજ પધાર્યા, શા શાકરુ સન્માન આવો૦૬
અક્ષયત્રીજને ઉત્તમ દિવસે, પહેલુ એ મુનિદાન,
વાર્ષિકતપ એ જગમાં મોટુ, જેમ ગ્રહગણમા ભાણ આવો૦૭

સર્વ મંગલમાં પહેલું મંગલ, તપધારી ભગવાન;
ચારિત્ર દર્શન ગુણના સાગર,કરો જગત કલ્યાણ.આવો૦૮

## [૧૬] વરસી તપના પારણાનું સ્તવન

પસારી કર લીજે ઈક્ષુરસ ભગવાન;
ચઢત શિખા શ્રેયાંસ કુમરકી,
માનું નિરસલ ધ્યાન. પ૦ ૧
મેં પુરુષોત્તમ કરકી ગંગા, તું તો ચરણ નિદાન;
ઈત ગંગા અંબર તરજનકું,
માનું અલી અસમાન. પ૦ ૨
કીધો વિધુબિંબ સુધાશું ચાહત, આપ મધુરતા માન;
કીધી દાયકકી પુણ્ય પરંપરા,
દાખત સર્ગ વિમાન. પ૦ ૩
પ્રભુ કરે ઈક્ષુરસ દેખી કરત હે, એસી ઉપમા જાન;
જશ કહે ચિત્ત વિત્ત પાત્ર મિલાવે,
યું ભવિકું જિન ભાન. પ૦ ૪

## [૧૭] વરસી તપના પારણાનું સ્તવન

બાબાજી વિનતિ અવધારો,મારે મંદિરીએ પાઉ ધારો.બા૦
શ્રી રિખવ વરસોપવાસી, પૂરવની પ્રીત પ્રકાશી;
શ્રેયાંસ બોલે શાબાશી.
બાબાજી૦ ૧
શેલડીરસ સુજતો વહોરો, નાથજી ન કરાવો ન્હોરો;
દરિશણ ફલ આપો દોરો.
બાબાજી૦ ૨

પ્રભુએ તવ માંડી પસલી, આહાર લેવાની ગતિ અસલી,
પ્રગટી નવ દુર્ગતિ વસલી બાબાજી૦ ૩
અજુવાલી ત્રીજ વૈશાખી, પંચ દિવ્ય થયા સુર સાખી,
એ તો દાનતણી ગતિ દાખી બાબાજી૦ ૪
એમ યુગાદિ પર્વ જાણો, અખાત્રીજ નામે વખાણો,
સહુ કોઈ કરે ગલમાણો બાબાજી૦ ૫
સહસ વર્ષે કેવળ પાયો, એક લાખ પૂરવ અર આયો,
પછી પરમમહોદય પાયો બાબાજી૦ ૬
એમ વદે ઉદય ઉવજ્ઝાયા, પૂજોજી તમે રિખવના પાયા,
જેણે આદિધર્મ ઉપાયા બાબાજી૦ ૭

૨—શ્રી અજિતનાથ જિનના સ્તવન

અજિત જિણુંદશું પ્રીતડી,
મુજ ન ગમે હો બીજાનો સંગ કે,
માલતી ફુલે મોહિયો,
કિમ બેસે હો બાવલ તરૂ ભૃંગ કે અજિત૦ ૧
ગંગા જલમાં જે રમ્યા,
કિમ છિલ્લર હો રતિ પામે મરાલ કે,
સરોવર જલધર જલ વિના,
નવિ ચાહે હો જગ ચાતક બાલ કે અજિત૦ ૨
કોકિલ કલ કુજિત કરે,
પામી મંજરી હો પંજરી સહકાર કે,

ઓછાં તરુવર નવિ ગમે,
 ગિરુઆશું હો હોયે ગુણનો પ્યાર કે. અજિત૦ ૩
કમલિની દિનકર કર ગ્રહે,
 વળી કુમુદિની હો ધરે ચંદશું પ્રીત કે,
ગૌરી ગિરીશ ગિરિધર વિના,
 નવિ ચાહે હો કમલા નિજ ચિત્ત કે. અજિત૦ ૪
તિમ પ્રભુશું મુજ મન રમ્યું,
 બીજા શું હો નવિ આવે દાય કે;
શ્રીનયવિજય સુગુરુ તણો,
 વાચક જસ હો નિત્યનિત્ય ગુણ ગાય કે. અજિત૦ ૫

[ ૨ ]

પ્રીતલડી બંધાણી રે અજિત જિણંદશું,
પ્રભુ પાખે ક્ષણ એક મન ન સુહાય જો;
ધ્યાનની તાલી રે લાગી નેહશું,
જલધટા જીમ શિવસુત વાહન દાય જો. પ્રી૦ ૧
નેહ ઘેલું મન માહરું રે પ્રભુ અલજે રહે,
તન મન ધન એ કારણથી પ્રભુ મુજ જો;
માહરે તો આધાર રે સાહિબ રાઉલો,
અંતરગતનું પ્રભુ આગળ કહું ગુજઝ જો. પ્રી૦ ૨
સાહિબ તે સાચો રે જગમાં જાણીયે,
સેવકનાં જે સહેજે સુધારે કાજ જો;

એહવે રે આચરણે કેમ કરી રહુ ?
બિરૂદ તમારુ તારણ તરણ જહાજ જો   પ્રી૦ ૩
તારકતા તુજમાહે રે શ્રવણે સાભળી,
તે ભણી હુ આવ્યો છુ દીનદયાલ જો,
તુજ કરુણાની લહેરે રે મુજ કારજ સરે,
શુ ઘણું કહીયે ? જાણ આગળ કૃપાલ જો પ્રી૦ ૪
કરુણાદષ્ટિ કીધી રે સેવક ઉપરે,
ભવભયભાવઠ ભાગી ભક્તિ પ્રસ ગ જો,
મનોવાછિત ફલિયા રે જિનઆલ બને,
કર જોડીને મોહન કહે મનરગ જો   પ્રી૦ ૫

[ ૩ ]

( રાગ-મ્હારો મુજરો લોને રાજ સાહેબ શાંતિ સલુણા )
અજિત જિણેસર ચરણની સેવા, હેવાએ હું હલિયો,
કહિયે અણચાખ્યો પણ અનુભવ, રસનો ટાણો મલિયો,
પ્રભુજી મહેર કરીને આજ, કાજ હમારા સારો   ૧
મૂકાવ્યો પણ હુ નવિ મૂકુ, ચૂકુ એ નવિ ટાણો,
ભક્તિ ભાવ ઉઠયો જે અ તર, તે કિમ રહે શરમાણો
પ્રભુજી૦ ૨
લોચન શાત સુધારસ સુભગા, મુખ મટકાણુ પ્રસન્ન,
યોગ મુદ્રાનો લટકો ચટકો, અતિશયનો અતિધન્ન
પ્રભુજી૦ ૩

પિંડ પદસ્થ રૂપસ્થે લીનો, ચરણુ કમલ તુજ ગ્રહીયાં;
ભ્રમર પરે રસ સ્વાદ ચખાવો, વિરસાં કાં કરો મહીયાં.
પ્રભુજી૦ ૪

બાળકાળમાં વાર અનંતી, સામગ્રીયેં નવિ જાગ્યો;
યૌવન કાળે તે રસ ચાખ્યો, તું સમરથ પ્રભુ માગ્યો.
પ્રભુજી૦ ૫

તું અનુભવ રસ દેવા સમરથ, હું પણ અરથી તેહનો;
ચિત્તવિત્તને પાત્ર સંબંધે, અજર રહ્યો હવે કેહનો.
પ્રભુજી૦ ૬

પ્રભુની મહેરે તે રસ ચાખ્યો, અંતરંગ સુખ પામ્યો;
માનવિજય વાચક ઈમ જંપે, હુઓ મુજ મન કામ્યો.
પ્રભુજી૦ ૭

## ૩—શ્રી. સંભવનાથ જિનનાં સ્તવન

સંભવ જિનવર વિનતિ, અવધારો ગુણજ્ઞાતા રે;
ખામી નહિ મુજ ખિજમતે,કદિય હોશો ફલદાતા રે.સં૦૧

કર જોડી ઊભો રહું, રાત દિવસ તુમ ધ્યાનો રે;
જો મનમાં આણો નહિ, તો શું કહિયે છાંનો રે.સં૦૨

ખોટ ખજાને કો નહિ, દીજે વાંછિત દાનો રે;
કરુણાનજર પ્રભુજીતણી, વાધે સેવક વાનો રે. સં૦૩

કાલલબ્ધિ નહિ મતિ ગણો, ભાવલબ્ધિ તુમ હાથે રે;
લડથડતું પણ ગજબચ્ચું, ગાજે ગયવર સાથે રે. સં૦૪

ફ્રેશો તો તુમહિ ભલા, બીજા તો નવિ યાચુ રે,
વાચક જસ કહે સાંઈશુ, ફ્લશે એ મુજ સાચુ રે સ૦૫

[૨]

[રાગ–ગોડી]

સંભવ જિન નયન મિલ્યો હો–એ ટેક
પ્રગટે પૂરવ પુણ્યકે અંકુર,
તબથે દિન મોહી સફલ વલ્યો હો,
અંગનમે અમીય મેહ વૂઠે,
જન્મ તાપકો વ્યાપ ગલ્યો હો સ૦ ૧

જૈસી ભક્તિ તૈસી પ્રભુ કરુના,
શ્વેત શંખમે દૂધ ભલ્યો હો,
દરશનથે નવવિધિ મે પાઈ,
દુ:ખ દોહગ સવિ દૂર ટલ્યો હો સ૦ ૨

ડરત ફિરત હે દૂરહિ દિલથે,
મોહ મલ્લ જિણે જગત્રય છલ્યો હો,
સમકિત રતન લહું દરિસણથે,
અબ નવિ જાઉં કુગતિ રુલ્યો હો સ૦ ૩

નેહ નજર ભર નીરખતહિ મુઝ,
પ્રભુશુ હિયડો હેજે હલ્યો હો,
શ્રી નયવિજય વિબુધ સેવકકુ,
સાહિબ સુરતરુ હોઈ ફ્લ્યો હો સ૦ ૪

[ ૩ ]

સાહિબ સાંભળો રે, સંભવ અરજ અમારી,
ભવોભવ હું ભમ્યો રે, ન લહી સેવા તુમારી;
નરક નિગોદમાં રે, તિહાં હું બહુ ભવ ભમિયો,
તુમ વિના દુઃખ સહ્યાં રે,અહોનિશ ક્રોધે ધમધમિયો. સા૦૧

ઈંદ્રિયવશ પડ્યો રે, પાલ્યાં વ્રત નવિ સૂંસે,
ત્રણ પણ નવિ ગણ્યા રે, હણીયા થાવર હૂંસે;
વ્રત ચિત્ત નવિ ધર્યાં રે, બીજું સાચું ન બોલ્યું,
પાપની ગોઠડી રે, તિહાંમેં હઈડલું ખોલ્યું. સા૦૨

ચોરી મેં કરી રે, ચઉવિહ અદત્ત ન ટાલ્યું,
શ્રીજિન આણશું રે, મેં નવિ સંજમ પાલ્યું;
મધુકર તણી પરે રે, શુદ્ધ ન આહાર ગવેષ્યો,
રસના લાલચે રે, નીરસ પિંડ ઉવેખ્યો. સા૦૩

નરભવ દોહિલો રે, પામી મોહવશ પડિયો,
પરસ્ત્રી દેખીને રે, મુજ મન તિહાં જઈ અડિયો;
કામ ન કો સર્યાં રે, પાપે પીંડ મેં ભરીઓ,
શુદ્ધ બુદ્ધ નવિ રહી રે,તેણે નવિ આતમ તરીઓ. સા૦૪

લક્ષ્મીની લાલચે રે, મેં બહુ દીનતા દાખી,
તોપણ નવિ મલી રે, મલી તો નવિ રહી રાખી;
જે જન અભિલખે રે, તે તો તેહથી નાસે,
તૃણ સમ જે ગણે રે, તેહને નિત રહે પાસે. સા૦૫

ધન ધન તે નરા રે, એહનો મોહ વિછોડી,
વિષય નિવારીને રે, જેહને ધર્મમા જોડી,
અભક્ષ તે મે ભખ્યા રે, રાત્રિભોજન કીધા,
મત નવિ પાળીયાં રે, જેહવા મૂળથી લીધા સા૦૬
અનત ભવ હુ ભમ્યો રે, ભમતાં સાહિબ મળીયો,
તુમ વિણુ કોણુ દિયે રે, બોધિ રયણુ મુજ બળીયો,
સભવ આપજો રે, ચરણુ કમળ તુજ સેવા,
નય એમ વિનવે રે, સુણજો દેવાધિદેવા સા૦૭

૪—શ્રી અભિનદનસ્વામીના સ્તવન

અભિનદન ! જિન ! દરિસણુ તરસીએ,
દરિસણુ દુર્લભ દેવ !
મત મત ભેદે રે જો જઈ પૂછીએ,
સૌ થાપે 'અહમેવ' અભિ૦ ૧
સામાન્યે કરી દરિસણુ દોહિલું,
નિરણુય સકલ વિશેષ,
મદમે ઘેર્યો રે અધો કેમ કરે ?
રવિ-શશિ રૂપ વિલેખ અભિ૦ ૨
હેતુ વિવાદે હો ચિત્ત ધરી જોઈએ,
અતિ દુરગમ નયવાદ,
આગમવાદે હો ગુરુગમ કો નહિ,
એ સબલો વિખવાદ. અભિ૦ ૩

ઘાતી ડુંગર આડા અતિ ઘણા,
　　　　　　　તુજ દરિસણ જગનાથ;
ધીઠાઈ કરી મારગ સંચરૂં,
　　　　　　　સેંગુ કોઈ ન સાથ. અભિ૦ ૪
દરિસણ દરિસણ રટતો જો ફિરું,
　　　　　　　તો રણરોઝ સમાન;
જેને પિપાસા હો અમૃતપાનની,
　　　　　　　તે કિમ ભાંજે વિષપાન? અભિ૦ ૫
તરસ ન આવે હો મરણ જીવન તણો,
　　　　　　　સીઝે જો દરિસણ કાજ;
દરિસણ દુર્લભ સુલભ કૃપાથકી,
　　　　　　　આનંદઘન મહારાજ. અભિ૦ ૬

[ ૨ ]

દીઠી હો પ્રભુ દીઠી જગગુરુ તુજ,
　　　મૂરતિ હો પ્રભુ મૂરતિ મોહન વેલડીજી;
મીઠી હો પ્રભુ મીઠી તાહરી વાણી,
　　　લાગે હો પ્રભુ લાગે જેસી શેલડીજી. ૧
જાણું હું પ્રભુ જાણું જન્મ કયત્થ,
　　　જો હું હો પ્રભુ જો હું તમ સાથે મિલ્યોજી;
સુરમણિ હો પ્રભુ સુરમણિ પામ્યો હત્થ,
　　　આંગણે હો પ્રભુ આંગણે મુજ સુરતરુ ફલ્યોજી. ૨

જાગ્યા હો પ્રભુ જાગ્યા પુણ્ય અંકુર,
 માગ્યા હો પ્રભુ મુહ માગ્યા પાસા ઢલ્યાજી,
વૂઠા હો પ્રભુ વૂઠા અમીરસ મેહ,
 નાઠા હો પ્રભુ નાઠા અશુભ શુભ દિન વલ્યાંજી ૩
ભુખ્યાં હો પ્રભુ ભૂખ્યા મિલ્યા ધૃતપુર,
 તરસ્યા હો પ્રભુ તરસ્યા દિવ્ય ઉદક મિલ્યાંજી,
થાકયા હો પ્રભુ થાક્યાં મિલ્યાં સુખપાલ,
 ચાહતા હો પ્રભુ ચાહતાં સજ્જન હેજે હલ્યાંજી. ૪
દીવો હો પ્રભુ દીવો નિશા વન ગેહ,
 સાખી હો પ્રભુ સાખી થલે જળનૌકા મળીજી,
કલિયુગે હો પ્રભુ કલિયુગે દુલ્લહો તુજ,
 દરિશણુ હો પ્રભુ દરિશણુ લહ્યુ આશા ફળીજી ૫
વાચક હો પ્રભુ વાચક જસ તુમ દાસ,
 વિનવે હો પ્રભુ વિનવે અભિનંદન સુણોજી,
કઇયે હો પ્રભુ કઇયે મ દેશ્યો છેહ,
 દેજો હો પ્રભુ દેજો સુખ દરિશન તણોજી ૬

[ ૩ ]

( રાગ સારગ )

તુમે જોજો જોજો રે, વાણીનો પ્રકાશ તુમે જોજો જોજો રે,
ઊઠે છે અખંડ ધ્વનિ, જોજને સંભળાય,
નર તિરિ દેવ આપણી સહુ, ભાષાયે સમજાય તુમે૦૧

દ્રવ્યાદિક દેખી કરીને, નય નિખેપે જુત્ત;
ભંગ તણી રચના ઘણી કાંઈ, જાણે સહુ અદ્‌ભુત. તુમે૦૨
પય સુધા ને ઇક્ષુ વારિ, હારી જાયે સર્વ;
પાખંડી જન સાંભળીને, મૂકી દીયે ગર્વ. તુમે૦૩
ગુણ પાંત્રીશે અલંકરી કાંઈ, અભિનંદન જિન વાણ;
સંશય છેદે મન તણા પ્રભુ, કેવળજ્ઞાને જાણ. તુમે૦૪
વાણી જે જન સાંભળે તે, જાણે દ્રવ્ય ને ભાવ;
નિશ્ચય ને વ્યવહાર જાણે, જાણે નિજ પર ભાવ. તુમે૦૫
સાધ્ય સાધન ભેદ જાણે, જ્ઞાન ને આચાર;
હેય જ્ઞેય ઉપાદેય જાણે, તત્ત્વાતત્ત્વ વિચાર. તુમે૦૬
નરક સ્વર્ગ અપવર્ગ જાણે, થિર વ્યય ને ઉત્પાદ;
રાગ દ્વેષ અનુબંધન જાણે, ઉત્સર્ગ ને અપવાદ. તુમે૦૭
નિજ સ્વરૂપને ઓળખીને, અવલંબે સ્વરૂપ;
ચિદાનંદઘન આતમા તે, થાયે નિજ ગુણ ભૂપ. તુમે૦૮
વાણીથી જિન ઉત્તમ કેરા, અવલંબે પદ પદ્મ;
નિયમા તે પર ભાવ તજીને, પામે શિવપુર સદ્મ. તુમે૦૯

[ ૪ ]

[ રાગ—નટ ]

પ્રભુ તેરે નયનકી હું બલિહારી ! ( ટેક )
યાકી શોભા વિજીત તપસા,
કમલ કરતુ હે જલચારી;

વિધુકે શરણુ ગયો મુખ અરિસે,
વનથે ગગન હરિણુ હારી. પ્ર૦ ૧
સહજ હિ અજન મજુલ નિરખત,
ખજન ગર્વ દીયો ડારી,
છીનહિ લહી હિ ચકોરકી શોભા,
અગ્નિ ભખે સો દુઃખ ભારી પ્ર૦ ૨
ચચલતા ગુણુ લીયો મીનકો,
અલિ જયુ તારા હૈ કારી,
કહુ સુભગતા કેતિ ઈનકી,
મોહિ સબહિ અમર નારી પ્ર૦ ૩
ઘૂમત હૈ સમતા રસ માતે,
જેસે ગજવર મદવારી,
તીન ભુવનમે નહી કો ઈનકો,
અભિનદન જિન અનુકારી પ્ર૦ ૪
મેરે મન તો તુહિ રુચત હૈ,
પરે કુણુ પરકે લારી,
તેરે નયનકી મેરે નયનમે,
જસ કહે દીયો છબી અવતારી. પ્ર૦ ૫

૫—સુમતિનાથ જિનનાં સ્તવનો

સુમતિનાથ ગુણુશુ મિલીજી, વાધે મુજ મન પ્રીત,
તેલબિન્દુ જિમ વિસ્તરેજી, જલમાંહિ ભલી રીત,
સોભાગી જિનશુ, લાગ્યો અવિહડ રગ (એ ટેક)

સજ્જનશું જે પ્રીતડીજી, તે નહિ છાની રખાય;
પરિમલ કસ્તુરીતણોજી, મહી માંહે મહકાય. સો. ૨
આંગળીએ નવિ મેરુ ઢંકાયે, છાબડીયે રવિ તેજ;
અંજલિમાં જિમ ગંગ ન માયે,
સુજ મન તિમ પ્રભુ હેજ. સો. ૩
હુઓ છિપે નહિ અધર અરુણ,
જિમ ખાતાં પાન સુરંગ;
પીવત ભરભર પ્રભુગુણ પ્યાલા,
તિમ સુજ પ્રેમ અભંગ. સો. ૪
ઢાંકી ઈક્ષુ પરાળશુંજી, ન રહે લહી વિસ્તાર;
વાચક જસ કહે પ્રભુ તણોજી,
તિમ સુજ પ્રેમ પ્રકાર. સો. ૫

[ ૨ ]

[ રાગ–મારુ. ]

સુમતિનાથ સાચા હો. ( ટેક. )
પરિ પરિ પરખત હિ ભયા, જૈસા હીરા જાચા હો;
ઓર દેવ સવિ પરિહર્યા, મેં જાણી કાચા હો. સુ૦૧
તૈસી કિરિયા હે ખરી, જૈસી તુજ વાચા હો;
ઓર દેવ સવિ મોહે ભર્યા, સવિ મિથ્યા માચા હો. સુ૦૨
ચઉરાસી લખ વેષમાં, હું બહુ પરિ નાચ્યા હો;
મુગતિદાન દેઈ સાહિબા, અબ કરહો ઉવાચ્યા હો. સુ૦૩

લાગી અગ્નિ કષાયકી, સબ ઠોર હી આચા હો,
રક્ષક જાણી આદર્યા, મે તુમ સરન સાચા હો સુ૦૪
પક્ષપાત નહિ કોઉસુ, નહિ લાલચ લાચા હો,
શ્રીનયવિજય સુશિષ્યકો, કોસુ દિલ રાચા હો સુ૦૫

૬—શ્રી. પદ્મપ્રભ જિન-સ્તવન

[ ભિગિવા દર્શન વિરલા પાવે-એ દેશી ]

ઘડી ઘડી સાસરે સાંઈ સલૂના-ઘડી ઘડી૦
પદ્મપ્રભ જિન દિલસે ન વિસરે,
માનુ કિયો કછુ ગુનકો દુના,
દરિસન દેખતહિ સુખ પાઉ,
તો બિન હોત હું ઉના દુના. ઘ૦ ૧
પ્રભુ ગુનજ્ઞાન ધ્યાન વિધિ રચના,
પાન સુપારી કાથા ચૂના,
રાગ ભયો દિલમે આયોગે,
રહે છિપાયા ના છાના છુના. ઘ૦ ૨
પ્રભુગુન ચિત્ત બાંધ્યો સબ સાખે,
કુન પઈસે લેઈ ઘરકા ખૂના;
રાગ જગ્યા પ્રભુસું મોહિ પરગટ,
કહો નયા કોઉ કહો જૂના ઘ૦ ૩
લોકલાજસે જે ચિત્ત ચોરે,
સો તો સહજ વિવેકહિ સૂના;

પ્રભુગુન ધ્યાન વિગર ભ્રમ ભૂલા,
કરે કિરિયા સો રાને રૂના. ધ૦ ૪
મેં તો નેહ કિયો તોહિ સાથે,
અબ નિવાહો તોસેં હૂણા;
જસ કહે તો બિનુ ઓર ન સેવું,
અમીય ખાઈ કુન ચાખે લૂણા ? ધ૦ ૫

## ૭—શ્રી. સુપાર્શ્વનાથ જિન-સ્તવન

[ રાગ-યમન કલ્યાણ. ]

ઐસેં સામી સુપાર્શ્વસેં દિલ લગા,
દુઃખ ભગા સુખ જગા જગતારણા ( ટેક. )
રાજહંસકું માનસરોવર, રેવા-જલ જ્યું વારણા;
ખીરસિન્ધુ જ્યું હરિકું પ્યારો, જ્ઞાનીકું તત્ત્વવિચારણા. ઐ૦૧
મયૂરકું મેહ ચકોરકું ચંદા, મધુ મનમથ ચિત્ત ઠારના;
ફૂલ અમૂલ ભમરકું અંબહિ, કોકિલકું સુખકારના. ઐ૦૨
સીતાકું રામ કામ જ્યું રતિકું, પંથીકું ઘર-બારના;
દાનીકું ત્યાગ યાગ બંભનકું, યોગીકું સંયમ ધારના. ઐ૦૩
નંદનવન જ્યું સુરકું વલ્લભ, ન્યાયીકું ન્યાય નિહારના,
ત્યું મેરે મન તુંહિ સુહાયો, ઓર તો ચિત્તથેં ઉતારના ઐ૦૪
શ્રી સુપાર્શ્વ દરિશન પર તેરે, કીજે કોડિ ઉવારના;
શ્રીનયવિજય વિબુધસેવકકું, દીયોસમતારસ પારના. ઐ૦૫

## ૮—શ્રી. ચન્દ્રપ્રભ જિન-સ્તવન

[ રાગ-ગમઝી ]

શ્રી ચન્દ્રપ્રભ જિનરાજ રાજે, વદન પૂનમ ચંદ રે,
ભવિક લોક ચકોર નીરખત, લહે પરમાનંદ રે શ્રી૦૧
મહમહે મહિમાએ જસભર, સરસ જસ અરવિંદ રે,
રણઝણે કવિજન ભમર રસિયા, લહી સુખ મકરંદ રે શ્રી૦૨
જસ નામે દોલત અધિક દીપે, ટલે દોહગ દંદ રે,
જસ ગુનકથા ભવવ્યથા ભાંજે, ધ્યાન શિવતરુકંદ રે શ્રી૦૩
વિપુલ હૃદય વિશાલ ભુજ યુગ, ચલિતી ચાલ ગયંદ રે,
અતુલ અતિશય મહિમ-મંદિર, પ્રણુત સુરનરવૃંદ રે શ્રી૦૪
મેં હું દાસ ચાકર પ્રભુ ! તેરો, શિષ્ય તુજ ફરજંદ રે,
જસવિજય વાચક ઈમ વિનવે, ટાલો મુજ ભવફંદ રે શ્રી૦૫

## ૯—શ્રી સુવિધિનાથ જિન-સ્તવન

[ રાગ-કેદારો ]

મૈં કીનો નહિ, તો બિન ઓરશું રાગ ( ટેક )
દિન દિન વાન ચઢત ગુન તેરો, જ્યું કંચન પરભાગ,
ઓરનમેં હે કષાયકી કાલિમા, સો ક્યું સેવા લાગ. મૈં૦૧
રાજહંસ તું માનસરોવર, ઓર અશુચિરુચિ કાગ,
વિષય ભુજંગમ ગરુડ તું કહિયે, ઓર વિષય વિષનાગ મૈં૦૨
ઓર દેવ જલ છિલ્લર સરીખે, તું તો સમુદ્ર અથાગ,
તું સુરતરુ જગવાંછિતપૂરન, ઓર તો સૂકે સાગ મૈં૦૩

તું પુરુષોત્તમ તુંહિ નિરંજન, તું શંકર વડભાગ;
તું બ્રહ્મા તું બુદ્ધ મહાબલ, તુંહિ દેવ વીતરાગ.મેં૦૪
સુવિધિનાથ તુજ ગુન ફુલનકો, મેરો દિલ હૈ બાગ;
જસ કહે ભ્રમર રસિક હોઈ તાસેં,લીજે ભક્તિ પરાગ.મેં૦૫

[ ૨ ]

[ મારા મહેલ ઉપર મેહ ઝબુકે વીજળી હો લાલ—એ દેશી ]
દીઠો સુવિધિ જિણંદ, સમાધિ રસે ભર્યો હો લાલ. સ૦
ભાસ્યું આત્મસ્વરૂપ, અનાદિનો વિસર્યો હો લાલ. અ૦
સકલ વિભાવ ઉપાધિ, થકિ મન ઓસર્યો હો લાલ. થ૦
સત્તા સાધન માર્ગ, ભણીએ સંચર્યો હો લાલ. ભ૦૧
તુમ પ્રભુ જાણગ રીતિ, સરવ જગ દેખતા હો લાલ.સ૦
નિજ સત્તાએ શુદ્ધ, સહુને લેખતા હો લાલ. સ૦
પર પરિણુતિ અદ્વેષપણે, ઉવેખતા હો લાલ. ઉ૦
ભોગ્યપણે નિજ શક્તિ, અનંત ગવેષતા હો લાલ.અ૦૨
દાનાદિક નિજ ભાવ, હતા જે પરવશા હો લાલ. હ૦
તે નિજ સન્મુખ ભાવ, ગ્રહિ લહિ તુજ દશા હો લાલ.ગ્ર૦
પ્રભુનો અદ્‌ભુત યોગ, સ્વરૂપતણી દશા હો લાલ. સ્વ૦
વાસે ભાસે તાસ, જાસ ગુણ તુજ જિસા હો લાલ. જા૦૩
મોહાદિકની ઘૂમી, અનાદિની ઉતરે હો લાલ. અ૦
અમલ અખંડ અલિપ્ત, સ્વભાવ જ સાંભરે હો લાલ.સ્વ૦
તત્ત્વ રમણ શુચિ ધ્યાન, ભણી જે આદરે હો લાલ. ભ૦
તે સમતારસ ધામ, સ્વામિ મુદ્રા વરે હો લાલ. સ્વા૦૪

પ્રભુ છો ત્રિભુવનનાથ, દાસ હું તાહરો હો લાલ દા૦
કરુણાનિધિ અભિલાષ, અછે મુજ એ ખરો હો લાલ અ૦
આતમ વસ્તુસ્વભાવ, સદા મુજ સાભરો હો લાલ સ૦
ભાસન વાસન એહ, ચરણ ધ્યાને ધરો હો લાલ ચ૦૫
પ્રભુમુદ્રાને યોગ, પ્રભુ પ્રભુતા લખે હો લાલ પ્ર૦
દ્રવ્યતણે સાધર્મ્ય, સ્વસપત્તિ ઓળખે હો લાલ સ્વ૦
ઓળખતા બહુમાન, સહિત રુચિ પણ વધે હો લાલ.સ૦
રુચિ અનુયાથી વીર્ય, ચરણધારા સધે હો લાલ ચ૦૬
ક્ષાયોપશમિક ગુણ સર્વ,થયા તુજ ગુણ રસિ હો લાલ થ૦
સત્તા સાધન શક્તિ, વ્યક્તતા ઉલ્લાસી હો લાલ વ્ય૦
હવે સપૂરણ સિદ્ધ, તણી શી વાર છે હો લાલ ત૦
દેવચદ્ર જિનરાજ, જગત આધાર છે હો લાલ. જ૦૭

## ૧૦—શ્રી. શીતલનાથ જિન-સ્તવન

(રાગ-અડાણો)

શીતલ જિન મોહિ પ્યારા,
સાહિબ શીતલ જિન મોહે પ્યારા, (ટેક)
ભુવન વિરોચન પકજ લોચન, જિઉકે જિઉ હમારા શી.૧
જ્યોતિશું જ્યોત મિલત જબ ધ્યાવે,હોવત નહિ તબ ન્યારા;
બાધી મૂઠી ખુલે ભવ માયા, મીટે મહાભ્રમ ભારા શી૦૨
તુમ ન્યારે તબ સબહિ ન્યારા, અતર કુટુબ ઉદારા,
તુમહિ નજિક નજિક હે સબહિ,ઋદ્ધિઅનત અપારા શી ૩

વિષય લગનકી અગનિ બૂઝાવત, તુમ ગુન અનુભવ ધારા;
ભઈ મગનતા તુમ ગુનરસકી, કુન કંચન કુન દારા. શી૦૪
શીતલતા ગુન હોર કરત તુમ, ચંદન કાહિ બિચારા;
નામહિ તુમચા તાપ હરત હે, વાકું ઘસત ઘસારા. શી૦૫
કરહુ કષ્ટ જન બહુત હમારે, નામ તિહારો આધારા;
જસ કહે જનમ મરણ ભય ભાગો, તુમ નામે ભવપારા. શી.૬

## ૧૧—શ્રી. શ્રેયાંસનાથ જિન-સ્તવન

( કરમ ન છૂટે રે પ્રાણીઆ—એ દેશી. )

તુમે બહુમિત્રી રે સાહિબા, મારે તો મન એક;
તુમ વિણ બીજો રે નવિ ગમે, એ મુજ મોટી રે ટેક.
શ્રી. શ્રેયાંસ કૃપા કરો. ૧
મન રાખો તુમે સવિ તણાં, પણ કિહાં એક મલી જાઓ;
લલચાવો લખ લોકને, સાથી સહજ ન થાઓ. શ્રી૦૨
રાગ ભરે જન મન રહો, પણ ત્રિહું કાલ વૈરાગ;
ચિત્ત તુમારા રે સમુદ્રનો, કોઈ ન પામે રે તાગ. શ્રી૦૩
એહવા શું ચિત્ત મેળવ્યું, કેળવ્યું પહેલાં ન કાંઈ;
સેવક નિપટ અબૂઝ છે, નિરવહશો તુમે સાંઈ. શ્રી૦૪
નીરાગીશું રે કિમ મિલે, પણ મળવાનો એકાંત;
વાચક જસ કહે મુજ મિલ્યો, ભક્તે કામણ તંત. શ્રી૦૫

## ૧૨—શ્રી. વાસુપૂજ્ય જિન-સ્તવન

( મોતીડાની-દેશી )

સ્વામી તુમે કાંઈ કામણ કીધું, ચિત્તડું અમારું ચોરી લીધું;

સાહિબા વાસુપૂજ્ય જિણંદા, મોહના વાસુપૂજ્ય જિણંદા;
અમે પણ તુમશું કામણ કરશું, ભકતે ગ્રહી મનઘરમાધરશું સા૦
મનઘરમા ધરિયા ઘર શોભા, દેખત નિત્ય રહેશો થિર થોભા,
મન વૈકુંઠ અકુંઠિત ભગતે, યોગી ભાખે અનુભવ યુગતે સા૦
કલેશે વાસિત મન સંસાર, કલેશ રહિત મન તે ભવપાર,
જો વિશુદ્ધ મન ઘર તુમે આયા,
પ્રભુ તો અમે નવનિધિ ઋદ્ધિ પાયા સા૦ ૩
સાત રાજ અલગા જઈ બેઠા, પણ ભગતે અમ મનમાહીપેઠા,
અળગાને વળગ્યા જે રહેવું,
તે ભાણાખડખડ દુઃખ સહેવું સા૦ ૪
ધ્યાતા ધ્યેય ધ્યાન ગુણ એકે, ભેદ છેદ કરશું હવે ટેકે,
ખીર-નીર પરે તુમશું મિલશું,
વાચક જસ કહે હેજે હલશું સા૦ ૫

૧૩—શ્રી વિમલનાથ જિન-સ્તવન

સેવો ભવિયા વિમલ જિનેસર,
દુલ્લહા સજ્જન સંગા જી,
એહવા પ્રભુનું દર્શન લહેવું,
તે આળસમાહી ગંગા જી. સેવો૦ ૧
અવસર પામી આળસ કરશે,
તે મૂરખમાં પહેલો જી,
ભૂખ્યાને જિમ ઘેબર દેતાં,
હાથ ન માંડે ગહેલો જી સેવો૦ ૨

ભવ અનંતમાં દરિશન દીઠું,
પ્રભુ એહવા દેખાડે જી;
વિકટ ગ્રંથી જે પોળ પોળિયો,
કર્મ વિવર ઉઘાડે જી. સેવો૦ ૩
તત્ત્વપ્રીતિકર પાણી પાયે,
વિમલાલોકે આંજી જી;
લોયણ ગુરુ પરમાન્ન દીયે તવ,
ભ્રમ નાખે સવિ ભાંજી જી. સેવો૦ ૪
ભ્રમ ભાંગ્યો તવ પ્રભુશું પ્રેમે,
વાત કરું મન ખોલી જી;
સરલતણે જે હેડે આવે,
તેહ જણાવે બોલી જી. સેવો૦ ૫
શ્રી **નયવિજય** વિબુધ પય સેવક,
વાચક જસ કહે સાચું જી;
કોટિ કપટ જો કોઈ દિખાવે,
તોહિ પ્રભુ વિણુ નવિ રાચું જી. સેવો૦ ૬

[૨]

દુઃખ દોહગ દૂરે ટલ્યાં રે, સુખ સંપદશું ભેટ;
ધીંગ ધણી માથે કીયા રે, કુણ ગંજે નર ખેટ,
વિમલજિન દીઠાં લોયણ આજ, મારા સિધ્યાં વંછિત કાજ.
વિમલ૦ ૧

ચરણ કમલ કમલા વસે રે, નિર્મળ થિર પદ દેખ,
સમળ અથિર પદ પરિહરિ રે, પંકજ પામર પેખ વિ ૨
મુજ મન તુજ પદ પંકજે રે, લીનો ગુણ મકરંદ,
રંક ગણે મંદિર ધરા રે, ઇંદ્ર ચંદ્ર નાગિંદ વિ ૩
સાહિબ સમરથ તું ધણી રે, પામ્યો પરમ ઉદાર,
મન વિસરામી વાલહો રે, આતમચો આધાર વિ ૪
દરિસણ દીઠે જિનતણું રે, સંશય ન રહે વેધ,
દિનકર કરભર પસરતા રે, અંધકાર પ્રતિષેધ વિ. ૫
અમીય ભરી મૂરતિ રચી રે, ઉપમા ન ઘટે કોય,
શાંત સુધારસ ઝીલતી રે, નીરખત તૃપ્તિ ન હોય વિ. ૬
એક અરજ સેવક તણી રે, અવધારો જિનદેવ,
કૃપા કરી મુજ દીજિયે રે, આનંદઘન પદ સેવ વિ ૭

## ૧૪—શ્રી. અનંતનાથ જિન-સ્તવન
(નમો નિત નાથજી રે-એ દેશી)

જ્ઞાન અનંતુ તાહરે રે, દરિશન તાહરે અનંત,
સુખ અનંતમય સાહિબા રે, વીરજ પણ ઉલસ્યું અનંત
અનંત જિન! આપજો રે, મુજ એહ અનંતા ચ્યાર, અ૦
મુજને નહિ અવરશું પ્યાર, અ૦
તુજને આપતા શી વાર, અ૦
એહ છે તુજ યશનો ઠાર અ૦ ૧
આપ ખજાનો ન ખોલવો રે, નહિ મલવાની ચિંત,
માહરે પોતે છે સવે રે, પણ વિચે આવરણની ભીંત અ૦ ૨

તપ જપ કિરિયા મોઘરે રે, ભાંજી પણ ભાંગી ન જાય;
એહ તુજ આણુ લહે થકે રે, હેલાસાં પરહી થાય. અ૦૩
માત ભણી મરૂદેવીને રે, જિન ઋષભે ક્ષણમાં દીધ;
આપ પરાયું વિચારતાં રે,ઈમ કિમ વીતરાગતા સિદ્ધ. અ૦૪
તે માટે તસ અરથીયા રે, તુજ પ્રાર્થતા જે કોઈ લોક;
તેહને આપો આંકણી રે; તિહાં ન ઘટે કરાવવી ટોક. અ૦૫
તેહને તેહનું આપવું રે, તિહાં શ્યો ઉપજે છે ખેદ;
પ્રાર્થના કરતાં તાહરે રે, પ્રભુતાઈ નો પણ નહિ છેદ. અ૦૬
પામ્યા પામે પામશે રે, જેહ જ્ઞાનાદિ અનંત;
તે તુજ આણાથી સવે રે,કહે **માનવિજય** ઉલસંત અ૦ ૭

[ ૨ ]

નયરી અયોધ્યા ઉપના રે, સિંહસેન કુલચંદ;
સિંચાણો લંછણ ભલો રે, સૂયશા માતાનો નંદ.
ભવિક જન સેવો દેવ અનંત. ૧
વરસ ત્રીસ લાખ આઉખું રે, ઊંચા ધનુષ પચાશ;
કનક વરણ તનુ સોહતો રે, પૂરે જગ જન આશ. ભ૦૨
એક સહસસ્યું વ્રત ગ્રહી રે, સમેતશિખર નિરવાણ;
છાસઠ સહસ મુનીશ્વરુ રે, પ્રભુના શ્રુત ગુણ જાણ. ભ૦૩
બાસઠ સહસ સુસાહુણી રે, પ્રભુજીનો પરિવાર;
શાસનદેવી અંકુશી રે, સુર પાતાલ ઉદાર. ભ૦ ૪
જાણે નિજ મન દાસનું રે, તું જિન જગ હિતકાર;
બુધ જસ પ્રેમે વિનવે રે, દીજે મુજ દીદાર. ભ૦ ૫

## ૧૫—શ્રી ધર્મનાથ જિન-સ્તવન

[ હારે મારે ઠામ ધમ્મના-એ દેશી ]

હાંરે મારે ધર્મ જિણુંદશું લાગી પૂરણ પ્રીત જો,
જીવડલો લલચાણો જિનજીની ઓલગે રે લો,
હાંરે મુને થાશે કોઈક સમે પ્રભુ સુપ્રસન્ન જો,
વાતલડી માહરી રે સવિ થાશે વગે રે લો ૧
હાંરે પ્રભુ દુર્જનનો ભંભેર્યો માહરો નાથ જો,
ઓળવશે નહિ ક્યારે કીધી ચાકરી રે લો,
હારે મારા સ્વામી સરખો કુણ છે દુનિયામાંહી જો,
જઈયે રે જિમ તેહને ઘર આશા કરી, રે લો ૨
હારે જસ સેવા સેતી સ્વારથની નહિ સિદ્ધિ જો,
કાલી રે શી કરવી તેહથી ગોઠડી રે લો,
હરિ કોઈ જૂઠું ખાય તે મીઠાઈને માટે જો,
કાંઈ રે પરમારથ વિણ નહિ પ્રીતડી રે લો. ૩
હારે પ્રભુ અંતરજામી જીવન પ્રાણ આધાર જો,
વાયો રે નવિ જાણ્યો કલિયુગ વાયરો રે લો,
હારે મારે લાયક નાયક ભક્તવચ્છલ ભગવંત જો,
વારુ રે ગુણ કેરો સાહિબ સાયરુ રે લો ૪
હારિ મારે લાગી મુજને તાહરી માયા જોર જો,
અલગા રે રહ્યાથી હોય ઓસીગલો રે લો;
હારિ કુણ જાણે અંતરગતની વિણ મહારાજ જો,
હેજે રે હસી બોલો છાંડી આમલો રે લો. ૫

હાંરે તારે મુખને મટકે અટકયું માહરું મન જો,
આંખડલી અણીયાલી કામણગારડી રે લો;
હાંરે મારા નયણા લંપટ જોવે ખિણ ખિણ તુજ જો,
રાતાં રે પ્રભુ રૂપે ન રહે વારીયાં રે લો. ૬
હાંરે પ્રભુ અલગા તો પણ જાણજ્યો કરીને હજુર જો,
તાહરી રે બલિહારી હું જાઉં વારણે રે લો;
હાંરે કવિ રૂપવિબુધનો મોહન કરે અરદાસ જો,
ગિરુઆથી મન આણી ઉલટ અતિ ઘણે રે લો. ૭

## ૧૬—શ્રી. શાંતિનાથ જિન-સ્તવન

મારો મુજરો લ્યોને રાજ, સાહિબ શાંતિ સલુણા.
અચિરાજીના નંદન તોરે, દરિસણ હેતે આવ્યો;
સમકિત રીઝ કરોને સ્વામી,
ભક્તિ ભેટણું લાવ્યો. મારો૦ ૧
દુઃખભંજન છે બિરુદ તમારું અમને આશ તુમારી;
તુમે નીરાગી થઈને છૂટો,
શી ગતિ હોશે અમારી? મારો૦ ૨
કહેશે લોક ન તાણી કહેવું, એવડું સ્વામી આગે;
પણ બાળક જો બોલી ન જાણે,
તો કિમ વ્હાલો લાગે. .મારો૦ ૩
માહરે તો તું સમરથ સાહિબ, તો કિમ ઓછું માનું?
ચિન્તામણિ જેણે ગાંઠે બાંધ્યું,
તેહને કામ કિશ્યાનું? મારો૦ ૪

અધ્યાતમ રવિ ઉગ્યો મુજ ઘટ, મોહતિમિર હર્યું જુગતે,
વિમળવિજય વાચકનો સેવક,
રામ કહે શુભ ભગતે મારો૦ ૫

[ ૨ ]

ક્ષણુ ક્ષણુ સાંભળો શાંતિ સલુણા,
ધ્યાન ભુવન જિનરાજ પરુણા, ક્ષણુ૦
શાંતિ જિનદકો નામ અમીસે,
ઉલ્લસિત હોત હમ રોમ વપુના, ક્ષણુ૦
ભવ ચોગાનમે ફિરતે પાયે,
છોરત મે નહિ ચરન પ્રભુનાં ક્ષણુ૦ ૧
છિલ્લરમે રતિ કબહુ ન પાવે,
જે ઝીલે જલ ગંગ યમુના, ક્ષણુ૦
તુમ મમ હમ શિર નાથ ન થાશે,
કર્મ અધુના ફૂના ધૂના. ક્ષણુ૦ ૨
મોહ લરાઈમે તેરી સહાઈ,
તો ક્ષણુમે છિન્ન છિન્ન કરુના, ક્ષણુ૦
નહિ ઘટે પ્રભુ આના કૂના,
અચિરાસુત પતિ મોક્ષ વધૂના. ક્ષણુ૦ ૩
ઓરદી પાસ મે આથ ન કરતે,
ચાર અનંત પસાય કરુના, ક્ષણુ૦
કયુ કર માગત પાસ ધત્તૂરે,
સુરલિક યાચક કલ્પતરુના ક્ષણુ૦ ૪

ધ્યાન ખડગવર તેરે આસંગે,
મોહ હરે સારી બીક ભરુના; ક્ષણુ૦ ૪
ધ્યાન અરૂપી તો સાંઈ અરૂપી,
ભકતે ધ્યાવત તાના તુના. ક્ષણુ૦ ૫
અનુભવ રંગ વધ્યો ઉપયોગે,
ધ્યાન સુપાનમેં કાથા ચૂના; ક્ષણુ૦
ચિદાનંદ ઝકઝોલ ઘટાસેં,
શ્રીશુભવીરવિજય પડિપુન્ના. ક્ષણુ૦ ૬

[ ૩ ]

સુણો શાન્તિજિણંદ સોભાગી,
હું તો થયો છું તુમ ગુણરાગી;
તુમે નિરાગી ભગવંત,
જોતાં કિમ મળશે તંત. સુણો૦ ૧
હું તો ક્રોધ કષાયનો ભરિયો,
તું તો ઉપશમ રસનો દરિયો;
હું તો અજ્ઞાને આવરિયો,
તું તો કેવલ-કમલા વરિયો. સુણો૦ ૨
હું તો વિષયા રસનો આશી,
તેં તો વિષયા કીધી નિરાશી;
હું તો કરમને ભારે ભાર્યો,
તેં તો પ્રભુ ભાર ઉતાર્યો. સુણો૦ ૩

હું તો મોહતણે વશ પડીઓ,
તે તો સઘળા મોહને હણીયો,
હું તો ભવ સમુદ્રમાં ખૂચ્યો,
તું તો શિવ મંદિરમાં પહોચ્યો. સુણો૦ ૪
મારે જન્મમરણનો જોરો,
તેં તો તોડયો તેહનો દોરો;
મારો પાસો ન મેલે રાગ,
તમે પ્રભુજી થયા વીતરાગ. સુણો૦ ૫
મને માયાએ મૂક્યો પાશી,
તું તો નિરબંધન અવિનાશી,
હું તો સમકિતથી અપૂરો,
તું તો સકલ પદારથે પૂરો. સુણો૦ ૬
મારે છો તુંહિ પ્રભુ એક,
ત્હારે મુજ સરીખા અનેક,
હું તો મનથી ન મૂકું માન,
તું તો માન રહિત ભગવાન. સુણો૦ ૭
મારું કીધું કશું નવિ થાય,
તું તો રંકને કરે રાય;
એક કરો મુજ મહેરબાની,
મારો મુજરો લેજો માની. સુણો૦ ૮
એક વાર જો નજરે નીરખો,
તો કરો મુજને તુમ સરીખો;

જો સેવક તુમ સરીખો થાશે,
તો ગુણ તમારા ગાશે, સુણો. ૯
ભવોભવ તુમ ચરણોની સેવા,
હું તો માગું છું દેવાધિદેવા;
સામું જુઓને સેવક જાણી,
એવી ઉદયરતનની વાણી. સુણો૦ ૧૦

[ ૪ ]

શાન્તિજિણંદ મહારાજ,
જગતગુરૂ શાન્તિજિણંદ મહારાજ;
અચિરાનંદન ભવિમનરંજન, ગુણનિધિ ગરીબનિવાજ. જ૦ ૧
ગર્ભ થકી જિણ ઈતિ નિવારી, હરખિત સુરનર કોડી;
જનમ થયે ચોસઠ ઈન્દ્રાદિક, પદ પ્રણમે કર જોડી. જ૦ ૨
મૃગ લંછન ભવિક તુષ ગંજન, કંચનવાન શરીર;
પંચમ નાણી પંચમ ચક્રી, સોલસમો જિન ધીર. જ૦ ૩
રત્નજડિત ભૂષણ અતિ સુંદર, આંગી અંગ ઉદાર;
અતિ ઉછરંગ ભગતિ નૌતમ ગતિ, ઉપશમ રસ દાતાર. જ૦ ૪
કરુણાનિધિ ભગવાન કૃપા કર, અનુભવ ઉદિત આવાસ;
રૂપ વિબુધનો મોહન પભણે, દીજે જ્ઞાન વિલાસ. જ૦ ૫

[ ૫ ]

ધન દિન વેળા ધન ઘડી તેહ,
અચિરારો નંદન જિન જહિ ભેટશું જી;
લહિશું રે સુખ દેખી મુખચંદ,

વિરહ-વ્યથાનાં દુખ સવિ મેટશુંજી ૧
જાણ્યો રે જેણે તુજ ગુણ લેશ,
બીજા રે રસ તેહને મન નવિ ગમેજી,
ચાખ્યો રે જેણે અમી-લવલેશ,
બાકસબુકસ તસ ન રુચે કિમેજી ૨
તુજ સમકિતરસ સ્વાદનો જાણ,
પાપ કુભકતે બહુ દિન સેવીયુંજી,
સેવે જો કર્મને યોગે તોહિ,
વાંછે ને સમકિત અમૃત ધુરિ લિખ્યુંજી ૩
તાહરું ધ્યાન તે સમકિતરૂપ,
તેહ જ જ્ઞાન ને ચારિત્ર તેહ છેજી,
તેહથી રે જાએ સઘળા પાપ,
ધ્યાતા-રે ધ્યેય સ્વરૂપ હોયે પછેજી ૪
દેખી રે અદ્ભુત તાહરું રૂપ,
અચરિજ ભવિક અરૂપિપદ વરેજી,
તાહરી ગત તું જાણે દેવ,
સમરણ ભજન તે વાચક જસ કરેજી ૫

[૬]

(સાજન હમ કદી મિલે સસનેહી પ્યારા હો—એ દેશી)
સાહિબ કબ મિલે, સસનેહી પ્યારા હો...સા૦ (આંકણી)
કાયા કામિની છંડસે ન્યારી; એસા ટરત વિચારા હો.સા.૧
સુન સાંઈ જબ આન મિલાવે; તબ હમ મોહનગારા હો. સા.

મેં તો તુમારી ખિજમતગારી; જૂઠ નહિ જે લારા હો.સા.૩
શ્રમણ દેઉ સુન બેણ હમારા; ટારો વિષય વિકાર હો. સા.૪
સંયમ પાલો નિજ તન ગાલો; લેઈ અનુભવ લારા હો.સા.૫
પિઉકે સાથે હમ મન માચે; ઘટમેં હોત ઉજારાહો. સા. ૬
કહેના કીના સંયમ લીના; ન રહ્યા કરન ઉધારા હો. સા. ૭
વેદ ઉછેદી જાતિ અભેદી, મેલે શાન્તિ સુધારા હો. સા. ૮
અચિરાનંદન શીતલચંદન, ન્યાયાસાગર સુખકારા. હો.
સા. ૯

## ૧૭—શ્રી. કુંથુનાથ જિન સ્તવન

મનડું કિમહી ન બાજે હો! કુન્થુજિન!
મનડું કિમહી ન બાજે;
જિમ જિમ જતન કરીને રાખું,
તિમ તિમ અલગું ભાજે. હો કુંથુ૦ ૧
રજની વાસર વસતિ ઉજ્જડ, ગયણ પાયાલે જાય;
સાપ ખાય ને મુખડું થોથું, એહ ઉખાણો ન્યાય—
હો કુંથુ૦ ૨
સુગતિ તણા અભિલાષી તપીયા, જ્ઞાન ને ધ્યાન અભ્યાસે;
વૈરિડું કાંઈ એહવું ચિંતે, નાખે અવળે પાસે—
હો કુંથુ૦ ૩
આગમ આગમધરને હાથે, નાવે કિણવિધ આકું;
કિહાં કણે જો હઠ કરી હટકું,
તો વ્યાલતણી પરે વાંકું—હો કુંથુ૦ ૪

એ ઠગ કહુ તો ઠગતો ન દેખું, શાહુકાર પણ નાહિ;
સર્વ માંહિ ને સહુથી અલગુ, એ અચરિજ મનમાંહિ—
હો કુંથુ૦ ૫
જે જે કહું તે કાન ન ધારે, આપ મતે રહે કાલો,
સુરનર પંડિતજન સમજાવે, સમજે ન માહરો સાલો—
હો કુંથુ૦ ૬
મે જાણ્યું એ લિંગ નપુંસક, સકલ મરદને ઠેલે;
બીજી વાતે સમરથ છે નર, એહને કોઈ ન ઝેલે—
હો કુંથુ૦ ૭
મન સાધ્યું તેણે સઘળું સાધ્યું, એહ વાત નહી ખોટી,
ઈમ કહે સાધ્યું તે નવિ માનુ, એક હી વાત છે મોટી—
હો કુંથુ૦ ૮
મનડું દુરારાધ્ય તે વશ આણ્યુ,
તે આગમથી મતિ આણું,
આનંદઘન પ્રભુ માહરૂ આણો,
તો સાચુ કરી જાણું—હો કુંથુ૦ ૯

[ ૨ ]

ગજપુર નયરી સોહીયેજી, સાહિબ ગુણનિલો;
શ્રી કુંથુનાથ સુખસેજી, સાહિબ ગુણનિલો.
સુરનૃપતિ કુળચંદોજી સા૦
શ્રીનંદન ભાવે વંદોજી સા૦ ૧

અજ લંછન વંછિત પૂરેજી સા૦,
પ્રભુ સમરીઓ સંકટ ચૂરેજી;
પાંત્રીસ ધનુષ તનુ માનેજી સા૦,
વ્રત એક સરસ અનુમાનેજી. સા૦ ૨
આયુ વરસ સહસ પંચાણુંજી સા૦,
તનુ સોવન વાન વખાણુંજી;
સમેતશિખર શિવ પાયાજી સા૦,
સાઠ સહસ મુનિરાયાજી. સા૦ ૩
ખટ સત વળી સાઠ હજારજી સા૦,
પ્રભુ–સાધ્વીનો પરિવારજી;
ગંધર્વ બાળા અધિકારીજી સા૦,
પ્રભુ શાસન સાનિધકારીજી. સા૦ ૪
સુખદાયક સુખને મટકેજી સા૦,
લાખેણું લોયણ લટકેજી;
બુધ શ્રીનયવિજય મુણિંદાજી સા૦,
સેવકને દીયો આણંદાજી. સા૦ ૫

[ ૩ ]

તુમ્હ રહો રે પ્રીતમ પાય પરીયાં. (એ ટેક.)
રૂપે રતિ શ્રીરાણી જાયા; અરજ કરે અંતેઉરીયાં. તુ૦૧
સુરનૃપતિ કે [1]પોટે મોટે;
કયું ન કરો હમ દિલ વરીયાં. તુ૦ ૨

૧, પુત્ર.

નાહ વિવાહ ઉછાહ કરી આએ,
અવગુન બિન કયુ પરિહરીયા તુ૦ ૩
ષટખડ જિતી અરિ બસ કીને,
ભુજે બિન કયુ ફુલ હરીયા તુ૦ ૪
વિલપતી નેહ-દીવાની લલના,
ત્યજી જિન સયમ શ્રી વરીયાં તુ૦ ૫
કેવલ પામી ત્રિગડે બેઠે,
બાની સુની ભવિ-દિલ ઠરીયા તુ૦ ૬
ન્યાયસાગર પ્રભુ લીલા બહુલી,
મહાનદ પદ અનુસરીયા તુ૦ ૭

## ૧૮—શ્રી અરનાથ જિન સ્તવન

અરનાથકુ સદા મેરી વદના,
જગનાથકુ સદા મેરી વંદના જ૦
જગ ઉપગારી ઘન જ્યો વરસે,
વાણી શીતલચદના રે. જ૦ ૧
રૂપે રભા રાણી શ્રીદેવી,
ભૂપ સુદર્શન નદના રે જ૦ ૨
ભાવભગતિશુ અહનિશિ સેવે,
દુરિત હરે ભવફદના રે. જ૦ ૩
૭ ખડ સાધી દેધા દીધી,
દુર્જય શત્રુ નિકદના રે. જ૦ ૪

ન્યાયસાગર પ્રભુ સેવા મેવા,
સાગે પરમાનંદતા રે. જ૦ ૫

[ ૨ ]

શ્રી અરજિન ભવજલનો તારુ,
મુજ મન લાગે વારું રે મનમોહન સ્વામી.
બાંહિ ગ્રહી એ ભવિજન તારે,
આણે શિવપુર આરે રે. મન૦ ૧
તપ જપ મોહ મહા તોફાને,
નાવ ન ચાલે માને રે; મન૦
પણ નવિ ભય મુજ હાથોહાથે,
તારે તે છે સાથે રે. મન૦ ૨
ભગતને સ્વર્ગ મોક્ષથી અધિકું,
જ્ઞાનીને ફળ દેઈ રે; મન૦
કાયા કષ્ટ વિના ફળ લહીએ,
મનમાં ધ્યાન જ ધરીએ રે. મન૦ ૩
જે ઉપાય બહુવિધની રચના,
યોગ માયા તે જાણો રે; મન૦
શુદ્ધ દ્રવ્ય ગુણ પર્યાય ધ્યાને,
શિવ દે પ્રભુ સપરાણો રે. મન૦ ૪
પ્રભુ પાય વલગ્યા તે રહ્યા તાજા,
અલગા અંગ ન સાજા રે; મન૦

વાચક જસ કહે અવર ન ધ્યાઉં,
એ પ્રભુના ગુણુ ગાઉં રે. મન૦ ૫

## ૧૯—શ્રી મલ્લિનાથ સ્વામીનું સ્તવન

સેવક કિમ અવગણિયે ? હો મલ્લિજિન,
એ અબ શોભા સારી,
અવર જેહને આદર અતિ દિયે, તેહને મૂલ નિવારી
હો મલ્લિ૦ ૧

જ્ઞાનસ્વરૂપ અનાદિ તમારૂં, તે લીધું તુમે તાણી,
જુઓ અજ્ઞાન દશા રીસાવી, જાતા કાણુ ન આણી
હો મલ્લિ૦ ૨

નિદ્રા સુપન જાગર ઉજાગરતા, તુરીય અવસ્થા આવી,
નિદ્રા સુપન દશા રીસાણી, જાણી ન નાથ મનાવી
હો મલ્લિ૦ ૩

સમકિત સાથે સગાઈ કીધી, સપરિવારશું ગાઢી,
મિથ્યામતિ અપરાધણુ જાણી, ઘરથી બાહિર કાઢી
હો મલ્લિ૦ ૪

હાસ્ય અરતિ રતિ શોક દુગછા, ભય પામર કરસાલી,
નોકષાય શ્રેણી ગજ ચઢતા, શ્વાન તણી ગતિ ઝાલી
હો મલ્લિ૦ ૫

રાગદ્વેષ અવિરતિની પરિણુતિ, એ ચરણુ મોહના યોદ્ધા,
વીતરાગ પરિણુતિ પરિણુમતા, ઊઠી નાઠા બોદ્ધા
હો મલ્લિ૦ ૬

વેદોદય કામા પરિણામા, કામ્ય કરમ સહુ ત્યાગી;
નિઃકામી કરુણા રસ સાગર, અનંત ચતુષ્કપદ પાગી.
હો મલ્લિ૦ ૭

દાન વિઘન વારી સહુ જનને, અભયદાન પદ દાતા;
લાભ વિઘન જગ વિઘન નિવારક, પરમ લાભ રસ માતા.
હો મલ્લિ૦ ૮

વીર્ય વિઘન પંડિત વીર્યે હણી, પૂરણ પદવી જોગી;
ભોગોપભોગ દોય વિઘન નિવારી, પૂરણ ભોગ સુભોગી.
હો મલ્લિ૦ ૯

ઈમ અઢાર દૂષણ વરજિત તનુ, મુનિ જિન વૃંદે ગાયા;
અવિરતિરૂપક દોષ નિરુપણ, નિરદૂષણ મન ભાયા.
હો મલ્લિ૦ ૧૦

ઈણવિધ પરખી મનવિશરામી, જિનવર ગુણ જે ગાવે;
દીનબંધુની મહેરનજરથી, આનંદઘન પદ પાવે.
હો મલ્લિ૦ ૧૧

[ ૨ ]

મિથિલા નયરી અવતર્યોજી, કુંભ નૃપતિ કુલભાણ;
રાણી પ્રભાવતી ઉર ધર્યોજી, પચવીશ ધનુષ પ્રમાણ.
ભવિકજન—

વંદો મલ્લિ જિણંદ, જિમ હોવે પરમ આનંદ. ભ૦ ૧
લંછન વિરાજતોજી, નીલ વરણ તનુ કાંતિ;

સંયમ લીયે શત ત્રણશું જી,
ભાંજે ભવની ભ્રાંતિ ભ૦ ૨
વરસ પચાવન સહસનુંજી, પાળી એ પૂરણ આય,
સમેતશિખર શિવપદ લહ્યુંજી,
સુરકિન્નર ગુણ ગાય ભવિક૦ ૩
સહસ પચાવન સાહુણીજી, મુનિ ચાલીશ હજાર,
વૈરોટયા સેવા કરેજી, યક્ષ કુબેર ઉદાર ભવિક૦ ૪
મૂરત મોહન વેલડીજી, મોહે જગ જન જાણ,
શ્રી નયવિજય સુશિષ્યનેજી,
દિયે પ્રભુ કોડી કલ્યાણ ભવિક૦ ૫

[૩]

કોન રમે ચિત્ત કોન રમે,
મલ્લિનાથજી વિના ચિત્ત કોન રમે;
માતા પ્રભાવતી રાણી જાયો,
કુંભ-નૃપતિ-સુત કામ દમે મ૦ ૧
કામકુંભ જિમ કામિત પૂરે,
કુવલયન જિન મુખ ગમે મ૦ ૨
મિથિલા નયરી જનમ પ્રભુકો,
દર્શન દેખત દુખ શમે મ૦ ૩
વૈભર ભોજન મુરસા પીંગ્યાં,
કુકમ આરસ કોન જમે મ૦ ૪

નીલ વરણ પ્રભુ કાન્તિ કે આગે,
મરકત મણિ છબી દૂર ભગે. મ૦ ૫
ન્યાયસાગર પ્રભુ જગનો સ્વામી,
હરિ હર બ્રહ્મા કૌન ગમે. મ૦ ૬

## ૨–શ્રી. મુનિસુવ્રત જિન-સ્તવન.

મુનિસુવ્રત કીજે મયા રે, મનમાંહી ધરી મહેર,
મહેર વિહુણા માનવી રે, કઠિણ જણાયે કહેર;
જિણેસર ! તું જગનાયક દેવ.
તુજ જગહિત કરવા ટેવ, બીજા જૂઠે કરતાં સેવ. જિ૦૧
અરહટ્ટ ક્ષેત્રની ભુમિકા રે, સીંચે કૃતારથ હોય;
ધારાધર સઘળી ધરા રે, ઉદ્ધરવા સજજ જોય. જિ૦૨
તે માટે અમ ઉપરે રે, આણી મનમાં મહેર;
આપે આયા આફણી રે, સાધવા ભરૂચચ્છ શહેર. જિ૦૩
અણપ્રારથતા ઉદ્ધર્યા રે, આપે કરીય ઉપાય;
પ્રારથતા રહે વિનવતા રે, એ કુણ કહીયે ન્યાય. જિ૦૪
સંબંધ પણ તુજ મુજ વિચે રે, સ્વામી સેવક ભાવ;
માન કહે હવે મહેરનો રે,
ન રહ્યો અજર પ્રસ્તાવ. જિ૦ ૫

[ ૨ ]

મુનિસુવ્રત જિન વંદતા, અતિ ઉલસિત તન મન થાય રે;
વદન અનુપમ નિરખતાં,
માહરા ભવભવનાં દુઃખ જાય રે,

જગતગુરૂ જાગતો સુખકંદ રે,
સુખકંદ અમંદ આનંદ જ૦ ૧
નિશદિન સુતા જાગતાં, હીયડાથી ન રહે દૂર રે,
જબ ઉપગાર સંભારીયે,
તબ ઉપજે આણંદ પૂર રે જ૦ ૨
પ્રભુ ઉપગાર ગુણે ભર્યા,
મન અવગુણ એક ન સમાય રે,
ગુણગણ અનુબંધી હુઆ,
તે તો અક્ષય ભાવ કહાય રે, જ૦ ૩
અક્ષયપદ દીયે પ્રેમ જે,
પ્રભુનો તે અનુભવ રૂપ રે,
અક્ષર સ્વર ગોચર નહિ,
એ તો અકલ અમાય અરૂપ રે જ૦ ૪
અક્ષર થોડા ગુણ ઘણા,
સજ્જનતા તે ન લખાય રે,
વાચક જસ કહે પ્રેમથી,
પણ મન માંહિ પરખાય રે જ૦ ૫

[ ૩ ]

આજ સફલ દિન મુજતણો, મુનિ સુવ્રત દીઠા,
ભાગી તે ભાવઠ ભવતણી, દિવસ દુરિતના નીઠા આ૦ ૧
આંગણે કલ્પવેલી ફલી, ઘન અમીયના વૂઠા,
આપ માગ્યા તે પાસા ઢલ્યા, સુર સમકિતી તૂઠા આ૦ ૨

નિયતિ હિત દાન સનમુખ હુયે, સ્વપુણ્યોદય સાથે;
જશ કહે સાહિબે મુગતિનું, કરિઉં તિલક નિજ હાથે આ૦૩

[ ૪ ]

(હો પિયુ પંખીડા કોઇ નારી ગુણાવલી તામ જો—એ દેશી)

હો પ્રભુ મુજ પ્યારા, ન્યારા થયા કોઈ રીત જો;
ઓલગુઆને આલાલુંબન તાહરો રે લો;
હો પ્રભુ મુજ પ્યારા ભક્તવચ્છલ ભગવંત જો,
આય વસો મન મંદિર સાહિબ માહરે રે લો. ૧
હો પ્રભુ મુજ પ્યારા ખિણુ ન વિસારું તુજ જો,
તંબોલીના પત્ર તણી પરે ફેરતો રે લો;
હો પ્રભુ મુજ પ્યારા લાગી મુને માયા જોર જો,
દિણુયર વાસી સુસાહિબ તુમને હેરતો રે લો. ૨
હો પ્રભુ મુજ પ્યારા તું નિસનેહી જિનરાય જો,
એકપખી પ્રીતલડી કિણુ પરે રાખીયે રે લો;
હો પ્રભુ મુજ પ્યારા અંતરગતની મહારાજ જો,
વાતલડી વિણુ સાહિબ કેહને દાખીયે રે લો. ૩
હો પ્રભુ મુજ પ્યારા અલખ રૂપ થઈ આપ જો,
જાઈ વસ્યો શિવ મંદિર માંહે તું જઈ રે લો;
હો પ્રભુ મુજ પ્યારા લાધ્યો તુમારો ભેદ જો,
સુત્ર સિદ્ધાંત ગતિને સાહિબ તુમ લહિરે લો. ૪
હો પ્રભુ મુજ પ્યારા જગજીવન જિન રાયજો,
મુનિસુવ્રત જિન મુજરો માનજો માહરો રે લો;

હો પ્રભુ મુજ પ્યારા પય પ્રણમી જિનરાય જો,
ભવ ભવ શરણો સાહિબ સ્વામી તાહરો રે લો. ૫
હો પ્રભુ મુજ પ્યારા રાખશું હૃદય મોઝાર જો,
આપોને શામળીયા પદવી તાહરી રે લો,
હો પ્રભુ મુજ પ્યારા રૂપવિજયનો શિષ જો,
મોહનને મન લાગી માયા તાહરી રે લો ૬

૨૧—શ્રી નમિનાથ જિન-સ્તવન

મિથિલાપુર વિજય નરિંદ, વપ્રાસુત નમિ જિનચંદ,
નિલુપ્પલ લછન રાજે, પ્રભુ સેવ્યો ભાવઠ ભાંજે ૧
ધનુષ પનર ઉચ્ચ શરીર, સોવન વાન સાહસધીર,
એક સહસશું લીયે નિરમાય,
વત વરસ સહસ દસ આય. ૨
સમેતશિખર આરોહી, મુક્તા શિવપુર નિરમોહી,
મુનિ વીશ સહસ શુભ નાણી,
પ્રભુના ઉત્તમ ગુણ ખાણી ૩
વલી સાધ્વીનો પરિવાર, એકતાલીશ સહસ ઉદાર,
સુર ભ્રકુટી દેવી ગંધારી, પ્રભુશાસન સાનિધકારી ૪
જસ કીરતિ જગમા વ્યાપી, તપ તપે પ્રબળ પ્રતાપી,
બુધ શ્રીનયવિજય સુશિષ,
ઈમ દિયે નિત નિત આશીસ. ૫

[૨]

પરમ રૂપ નિરંજન, જન મન-રંજણો, લલના૦
ભક્તવચ્છલ ભગવંત, તું ભવભય-ભંજણો; લ૦
જગત જંતુ હિતકારક, તારક જગધણી, લ૦
તુજ પદ પંકજ સેવ, હેવ મુજને ઘણી. લ૦ ૧

આવ્યો રાજ હજૂર, પૂરણ ભગતિ ભરે, લ૦
આપો સેવના આપ, પાપ જિમ સાવ ટલે; લ૦
તુમ સરીખા મહારાજ, મેહેર જો નહિ કરે, લ૦
તો અમ સરીખા જીવનાં, કારજ કિસ સરે. લ૦ ૨

જગતારક જિનરાજ, બિરુદ છે તુમ તણો, લ૦
આપો સમકિત દાન, પરાયા મત ગણો; લ૦
સમરથ જાણી દેવ, સેવના મેં કરી, લ૦
તુંહિ જ છે સમરત્થ, તરણ તારણ તરી. લ૦ ૩

મૃગશીર સિત એકાદશી, ધ્યાન શુકલ ધરી, લ૦
ઘાતી કરમ કરી અંત કે, કેવલશ્રી વરી; લ૦
જગ નિસ્તારણ કારણ, તીરથ થાપીયો, લ૦
આતમસત્તા ધર્મ, ભવ્યને આપીયો. લ૦ ૪

અમ વેલા કિમ આજ, વિલંબ કરી રહ્યા, લ૦
જાણો છો મહારાજ, સેવકે ચરણાં ગ્રહ્યા; લ૦
મન માન્યા વિના માહરું, નવિ છોડું કદા, લ૦
સાચો સેવક તેહ જે, સેવ કરે સદા. લ૦ ૫

વપ્રા માત સુજાન કહાવો રચું ઘણું, લ૦
આપો ચિદાનંદ દાન, જનમ સફ્લો ગણું, લ૦
જિન ઉત્તમ પદ પદ્મ-વિજય પદ દીજીએ, લ૦
રૂપવિજય કહે સાહિબ, મુજરો લીજીએ લ૦ ૬

[૩]

મુજ મન પંકજ ભમરલે, શ્રી નમિજિન જગદીશો રે,
ધ્યાન કરૂં નીત તુમતણું, નામ જપું નિશદીશો રે. મુજ૦૧
ચિત્ત થકી કદીયે નવ વિસરે, દેખિયે આગળ ધ્યાને રે,
અંતર તાપથી જાણીએ, દૂર રહ્યાં અનુમાને રે મુજ૦૨
તું ગતિ તું મતિ આશરો, તુંહિ જ બાંધવ મોટો રે,
વાચકજસ કહે તુજ વિના,
અવર પ્રપંચ તે ખોટો રે. મુજ૦૩

## ૨૨—શ્રી નેમિનાથ જિનનાં સ્તવન

તોરણથી રથ ફેરી ગયા રે હાં,
પશુઆ શિર દેઈ દોષ મેરે વાલમા,
નવ ભવ નેહ નિવારીયો રે હાં,
શો જોઈ આવ્યા જોષ. મેરે૦ ૧
ચંદ્ર કલંકી જેહથી રે હાં,
રામ ને સીતા વિયોગ, મેરે૦
તેહ કુરંગને વયણડે રે હાં,
પતિ આવે કુણ લોગ મેરે૦ ૨

ઉતારી હું ચિત્તથી રે હાં,
મુગતિ ધૂતારી હેત; મેરે૦
સિદ્ધ અનંતે ભોગવી રે હાં,
તેહ શું કવણ સંકેત. મેરે૦ ૩
પ્રીત કરંતાં સોહલી રે હાં,
નિરવહતાં જંજાલ; મેરે૦
જેહવો વ્યાલ ખેલાવવો રે હાં,
જેહવી અગનની ઝાળ. મેરે૦ ૪
જો વિવાહ અવસર દીયો રે હાં,
હાથ ઉપર નવિ હાથ; મેરે૦
દીક્ષા–અવસર દીજીયે રે હાં,
શિર ઉપર જગનાથ. મેરે૦ ૫
ઇમ વિલપતી રાજુલ ગઈ રે હાં,
નેમ કને વ્રત લીધ; મેરે૦
વાચક યશ કેહે પ્રણમીયે રે હાં,
એ દંપતિ હોય સિદ્ધ. મેરે૦ ૬

[૨]

(ઋષભ જિણંદશું પ્રિતડી–એ દેશી)

પરમાતમ પૂરણ કલા, પૂરણ ગુણ હો પૂરણ જન આશ;
પૂરણ દૃષ્ટિ નિહાલીએ, ચિત્ત ધરિયે હો.
અમચી અરદાસ ૫૦ ૧

સર્વ દેશ ઘાતી સહુ, અઘાતી હો કરી ઘાત દયાલ,
વાસ કીયો શિવમંદિરે, મોહે વીસરી હો ભમતો
જગજાલ પ૦ ૨

જગતારક પદવી લહી, તાર્યા સવિ હો અપરાધી અપાર,
તાત કહો મોહે તારતા, કિમ કિની હો ઇણ અવસર
વાર પ૦ ૩

મોહ મહામદ છાકથી, હું છકીઓ હો નહિ શુદ્ધિ લગાર,
ઉચિત સહિ ઇણ અવસરે, સેવકની હો કરવી
સભાર પ૦ ૪

મોહ ગયે જો તારશો, ઇણ વેળા હો કહા તુમ ઉપગાર,
સુખવેળા સજ્જન ઘણા, દુખવેળા હો વિરલા
સંસાર પ૦ ૫

પણ તુમ દરિસનજોગથી, થયો હૃદયે હો અનુભવ પ્રકાશ,
અનુભવ અભ્યાસી કરે, દુખદાયી હો સહુ કર્મ-
વિનાશ પ૦ ૬

કર્મ કલંક નિવારીને, નિજરૂપે હો રમે રમતારામ,
લહત અપૂરવ ભાવથી, ઇણ રીતે હો તુમ પદ-
વિશ્રામ પ૦ ૭

ત્રિકરણ જોગે વિનવું, સુખદાયી હો શિવાદેવીના નંદ,
ચિદાનંદ મનમે સદા, તુમે આવો હો પ્રભુ
નાણદિણંદ પ૦ ૮

### [૩] નેમિનાથ રટન પદ
(મૈં બનકી ચિડિયા બનકે...એ રાગ)

ગિરનારકી જોગન બનકર, નેમ નેમ
બો.......લું.......ગી,
મૈં નેમ ચરણુ કો પાકર, દિલકો,
ખો.......લું.......ગી.
અપની નવ ભવકી પ્રીતિ, ક્યોં છોડી ક્યા હૈ ભીતિ?
તું રાજહંસ, મમ રાજવંશ,
યૂં કહકર જૈસી મેના, હરદમ ડોલુંગી. ગિર૦ ૧
તું રાગી તો મૈં રાગી, વીતરાગી તો વૈરાગી;
જહાં નાથનાથ વહાં સાથ સાથ,
ચારિત્ર સુદર્શન રાજુલ રસમેં ઝીલુંગી. ગિર૦ ૨

### [૪]

સખિ હે યા ગતિ કૌન હે તોરી!
ઇત ઉત યુંહી ફિરત હૈ ગહેલી,
કંત ગયો ચિત ચોરી. સ૦ ૧
ચિંતવત હૈ વિરહાનલ બુઝત, સિંચ નયનજલ ભોરી;
જાનત હૈ ઉંહા હૈ વડવાનલ,
જલણુ જલ્યો ચિંહુ ઓરી. સ૦ ૨
ચલ ગિરનાર પિયા દિખલાવું, નેહ નિહાવન ઘોરી;
હિલિ મિલિ મુગતિ મહેલમેં ખેલે,
જસ પ્રણમે યા જોરી. સ૦ ૩

[ ૫ ] રાજુલ-નિવેદન.

[ રાગ-કાફી ]

દેખતહિ ચિત્ત ચોર લિયો હે, દેખતહિ ચિત્ત ચોર લિયો;
સામકો નામ રુચત મોહિ અહનિશિ,
સામ બિના કહા કાજ જિયો, દેખતહિ૦ ૧
સિદ્ધિવધૂકે લિયે મુજ છોરી,
પશુઅનકે શિર દોષ દિયો,
પરકી પીર ન જાનત તાસો,
વૈર વસાયો જો નેહ કિયો દેખતહિ૦ ૨
પ્રાન ધરત મે પ્રાનપિયા બિન,
વજ્રહિથે મોહિ કઠિન હિયો,
જસ પ્રભુ નેમિ મિલે દુખ ડાર્યો,
રાજુલ શિવ અમૃત પિયો દેખતહિ૦ ૩

[ ૬ ]

[ રાગ-દેવમધાર તીન તાલ ]

દેખો માઈ! અજબ રૂપ જિનજીકો,
ઉનકે આગે ઓર સબહુંકો,
રૂપ લાગે મોહે ફીકો. દેખો૦ ૧
લોચન કરુના-અમૃત-કચોલે, મુખ સોહે અતિ નીકો,
કવિ જસવિજય કહે યો સાહિબ,
નેમજી ત્રિભુવન ટીકો દેખો૦ ૨

[૭]

(રાગ–કાનુડો ન જાણે મારી પ્રીત)

નેમજી ન જાણે મારી પ્રીત,
શી કહું દિલની વાતો રે. નેમ૦ (ટેક)

આઠ ભવોની અવિચલ પ્રીતિ;
છેદી ફેરેલે ચિત્ત, છોડે સઘલો નાતો રે. નેમ૦ ૧

રાજૂલ નારી કરી દુઃખિયારી;
શી આ જાદવ રીત, નીતિને દે છે લાતો રે. નેમ૦ ૨

જનની જનકથી ચાલે ઉલટો;
તેની શી પરતીત, કરે છે લોકો વાતો રે. નેમ૦ ૩

રાગિણીની સામું ન જુએ;
વિરાગણુથી પ્રીત, ભણ્યા છે એ કઈ ઘાંતો રે. નેમ૦ ૪

નેમિજી વિણુ આ જીવન કપરું;
પીડે મોહ અચિત્ત, દિલડું કરે કલ્પાંતો રે. નેમ૦ ૫

વ્રત કંકણુથી આજ મનાવી;
હૈયે રાખી પ્રીત, હરખ ન દિલમાં માતો રે. નેમ૦ ૬

મુક્તિ ભુવનમાં કમલ ગંધથી;
લલચાવી મમ ચિત્ત, કરે છે નવલી વાતો રે. નેમ૦ ૭

ચારિત્ર દર્શન રંગ રંગીલા;
નેમની જોડી સુસ્થિત, વિલસતા દિન ને રાતો રે.નેમ૦૮

[૮]

રહો રહો રે યાદવ દો ઘડિયાં, રહો૦
દો ઘડીયા દો ચાર ઘડીયાં,
રહો રહો રે યાદવ દો ઘડીયા (ટેક)
શિવા માત મલ્હાર નગીને,
ક્યું ચલીએ હમ વિછડીયા, રહો૦
યાદવવંશ–વિભૂષણ સ્વામી,
તુમે આધાર છો અઠવડીયા રહો૦ ૧
તો બિન ઓરસે નેહ ન કીનો,
ઓર કરનકી આખડીયાં, રહો૦
ઈતમે બિચ હમ છોડ ન જઈએ,
હોત બુરાઈ લાજડીયા. રહો૦ ૨
પ્રીતમ પ્યારે કેહ કર જાનાં,
જે હોત હમ શિર બાકડીયા, રહો૦
હાથમે હાથ મિલાદે સાંઈ,
ફુલ બિછાઉ સેજડીયા રહો૦ ૩
પ્રેમકે પ્યાલે બહુત મસાલે,
પીવત મધુરે સેલડીયા, રહો૦
સમુદ્રવિજય કુલ તિલક નેમકુ,
રાજુલ ઝરતી આખડીયા રહો૦ ૪

રાજુલ છોર ચલે ગિરનારે,
નેમ યુગલ કેવલ વરીયાં; રહો૦
રાજીમતી પણ દીક્ષા લીની,
ભાવના રંગ રસે ચડીયાં. રહો૦ ૫
કેવલ લેઈ કરી મુગતિ સિધારે,
દંપતી મોહન વેલડીયાં; રહો૦
શ્રી શુભવીર અચલ ભઈ જોડી,
મોહરાય-શિર લાકડીયાં. રહો૦ ૬

## ૨૩—શ્રી. પાર્શ્વનાથ જિનનાં સ્તવન

રાતાં જેવાં ફૂલડાં ને, શામળ જેવો રંગ;
આજ તારી આંગીનો કાંઇ, રૂડો બન્યો છે રંગ,
પ્યારા પાસજી હો લાલ, દીનદયાલ મને નયણે નિહાલ. ૧
જોગીવાડે જાગતો ને, માતો ધિંગડ મલ્લ;
શામળો સોહામણો કાંઈ, જીત્યા આઠે મલ્લ. પ્યારા૦ ૨
તું છે મારો સાહિબો ને, હું છું તારો દાસ;
આશા પૂરો દાસની કાંઈ, સાંભળી અરદાસ. પ્યારા૦ ૩
દેવ સઘળા દીઠા તેમાં, એક તું અવ્વલ,
લાખેણું છે લટકું ત્હારું, દેખી રીઝે દિલ્લ. પ્યારા૦ ૪
કોઇ નમે પીરને ને, કોઈ નમે રામ;
ઉદયરત્ન કહે પ્રભુજી, મારે તુમશું કામ. પ્યારા૦ ૫

[૨]

મેરે સાહિબ તુમહિ હો, પ્રભુ પાસ જિણંદા,
ખિજમતગાર ગરીબ હું, મૈ તેરા બંદા મેરે૦ ૧
મૈ ચકોર કરું ચાકરી, જબ તુમહિ ચંદા,
ચક્રવાક મૈ હુઇ રહું, જબ તુમહિ દિણંદા મેરે૦ ૨
મધુકર પરે મૈ રનઝનું, જબ તુમ અરવિંદા,
ભક્તિ કરું ખગપતિ પરે, જબ તુમહિ ગોવિંદા મેરે૦ ૩
તુમ જબ ગર્જિત ઘન ભયે, તબ મૈ શિખિનંદા,
તુમ સાયર જબ મૈ તદા, સુરસરિતા અમંદા મેરે૦ ૪
દૂર કરો દાદા પાસજી! ભવ દુખકા ફંદા,
વાચક જસ કહે દાસકું, દીયો પરમાનંદા મેરે૦ ૫

[૩] શ્રી અંતરીક્ષ-પાર્શ્વનાથ જિન-સ્તવન

જય! જય! જય! જય! પાસ જિણંદા, ટેક૦
અંતરીક્ષ પ્રભુ! ત્રિભુવન તારન,
ભવિક કમલ ઉલ્લાસ દિણંદ જય૦ ૧
તેરે ચરન શરન મૈ કીને,
તૂ બિનું કુન તોરે ભવફંદ,
પરમ પુરૂષ પરમારથ-દરશી,
તૂ દીયે ભવિકકું પરમાનંદ જય૦ ૨
તૂ નાયક તૂ શિવસુખ-દાયક,
તૂ હિતચિંતક તૂ સુખકંદ,
તૂ જનરંજન તૂ ભવભંજન,
તૂ કેવલ-કમલા-ગોવિંદ જય૦ ૩

કોડી દેવ મિલકે કર ન સકે,
એક અંગૂઠ રૂપ પ્રતિછંદ;
એસો અદ્ભુત રૂપ તિહારો,
વરષત માનુ અમૃતકો બુંદ. જય૦ ૪
મેરે મન મધુકરકે મોહન,
તુમ હો વિમલ સદલ અરવિંદ;
નયન ચકોર વિલાસ કરતુ હે,
દેખત તુમ સુખ પૂરનચંદ. જય૦ ૫
દૂર જાવે પ્રભુ! તુમ દરશિનતેં,
દુઃખ–દોહગ–દારિદ્ર–અઘ–દંદ;
વાચક જસ કહે સહસ ફલતેં તુમ હો,
જે બોલે તુમ ગુનકે વૃંદ. જય૦ ૫

## [૪] શ્રી. અંતરીક્ષ પાર્શ્વનાથનું સ્તવન

ભેટે ભેટે સહુને પ્રભુ અંતરીક ભેટે૦ (ટેક)
જગત વત્સલ જગ હિતદાઈ, સહુને પ્રભુ ભેટે;
મોહ ચોર જબ જોર ફિરાવત,
તબ સમરવો પ્રભુ નેટે. ભેટે૦ ૧
ઓર સખાઈ ચાર દિવસકી, સાચ સખા પ્રભુ ભેટે;
ઈતનો આપ વિવેક વિચારે, માયા મેં મત લેટે. ભેટે૦ ૨
ભામણુડે તો ભૂખ ન ભાંજે, બિનુ ભોજન ગયે પેટે;
ભગવંત ભક્તિ વિના સવિ નિષ્ફલ,
જસ કહે ભક્તિ સે ભેટે. ભેટે૦ ૩

## [૫] શ્રી. શખેશ્વર પાર્શ્વનાથ સ્તવન

[ રાગ–શ્રી રાગ. ]

અબ મોહે એસી આય બની ( ટેક )
શ્રી શખેશ્વર પાસ જિનેસર,
મેરે તું એક ધની અબ૦ ૧
તુમ બિન કોઉ ચિત્ત ન સુહાવે, આવે કોડી-ગુણી,
મેરો મન તુજ ઉપર રસિયો,
અલિ જિમ કમલ ભણી અબ૦ ૨
તુમ નામે સવિ સકટ ચૂરે, નાગરાજ ધરણી,
નામ જપુ નિશિવાસર તેરો,
એ શુભ મુજ કરણી અબ૦ ૩
કોપાનલ ઉપજાવત દુર્જન, મથન વચન અગ્ની,
નામ-જપુ જલધાર તિહા તુજ,
ધારુ દુ:ખ હરની, અબ૦ ૪
મિથ્યામતિ બહુ જન હે જગમે, પદ ન ધરત ધરની,
ઉનકો અબ તુજ ભક્તિ પ્રભાવે,
ભય નહિ એક કની અબ૦ ૫
સજ્જન-નયન સુધારસ-અજન, દુરજન-રવિ ભરની,
તુજ મૂરતિ નીરખે સો પાવે,
સુખ જસ લીલ ઘની અબ૦ ૬

## [ ૬ ] શ્રી. શંખેશ્વર પાર્શ્વનાથ-સ્તવન

( રાગ-માલકોષ, તાલ ત્રિતાલ. )

શંખેશ નાથ! મુઝ પકડ હાથ. ( ટેર )
દેવ નગીના અમીરસ ભીના;
નજર કરો બનું આજ સનાથ. શંખેશ૦ ૧
રમકડું સમકિત સંયમ સુખડી;
સામે બતાવી શું ખેંચો હાથ! શંખેશ૦ ૨
સૈન્ય જરા નિવારી એ રીત;
વારો જન્મ મરણ સંગાથ. શંખેશ૦ ૩
જેવો તેવો પણ માનો પોતાનો;
કર્મ જંગમાં આપો સાથ. શંખેશ૦ ૪
ચારિત્ર દર્શન શંખ વગાડી;
વિજય અમારો આજે નાથ. શંખેશ૦ ૫

## [ ૭ ] શ્રી. શંખેશ્વર પાર્શ્વજિન-સ્તવન

[ રાગ-પંજાબી ઠેકાની ઠુમરી ]

મોરી બૈયાં તો પકર શંખેશ શ્યામ,
કરુણારસ ભરે તોરે નેન શ્યામ. મોરી૦
તુમ તો તાર ફણીંદ જગ સાચે;
હમકું વિસાર ન કરુણાધામ. મોરી૦ ૧
જાદવપતિ અરતિ તુમ કાપી;
ધારિત જગ શંખેશ નામ. મોરી૦ ૨

હમ તો કાલ પંચમ વશ આયે,
તુમરો હિ શરણુ જિનેશ નામ. મોરી૦ ૩
સંયમ તપ કરને શુદ્ધ શક્તિ,
ન ધરું કર્મ ઝકોર પામ મોરી૦ ૪
આનંદ રસ પૂરણ સુખ દેખી,
આનંદ પૂરણ આતમરામ મોરી૦ ૫

[૮] શ્રી. શંખેશ્વરપાર્શ્વ જિન-સ્તવન

[રાગ-માઢ, તાલ-દીપચંદી]

સુણજો રે સજ્જન નિત્ય ધ્યાઉંગી (ટેર)
શ્રી શંખેશ્વર પાસ જિનંદકા,
ચરણુ કમલ ચિત્ત લાઉંગી સુણુ૦ ૧
એહવા પણુ દૃઢધારી હિયામે;
અન્ય દ્વાર નહિ જાઉંગી સુણુ૦ ૨
સુંદર સૂરત સલૂની મૂરત,
નીરખ નયન-સુખ પાઉંગી સુણુ૦ ૩
ચંપા ચંબેલી આન મોગરા,
અંગિયા અંગ રચાઉંગી. સુણુ૦ ૪
શીલાદિક શણુગાર સજી નિત્ય,
નાટક પ્રભુકુ દેખાઉંગી. સુણુ૦ ૫
ચિદાનંદ પ્રભુ પ્રાણુજીવનકુ;
મોતીયન થાલ વધાઉંગી સુણુ૦ ૬

## [૯] શંખેશ્વર પાર્શ્વનાથ સ્તવન

[અખિયાં મિલાકે, જીઆ ભરમાકે, ચલે નહીં જાના હો–રાગ]

શંખેશ્વરસ્વામી અંતરયામી, પાસ પ્રભુ પ્યારા.....
એ...પાસ૦ ટેક

કાશીના રાજકુમારા, સૌને એ સુખ દેનારા;
વામાના નંદન જગહિતકારા. શં૦ ૧

જાદવની જરા વારી, સેનાને લીધી ઉગારી;
યાદવના કુલના જગમગ તારા. શં૦ ૨

અષાઢી શેઠ ભરાવી, વાસુદેવે પધરાવી;
મનહર એ મૂરત સૌ મન ભાવી. શં૦ ૩

પ્રતિમા છે મોહનગારી, દર્શકને જયજયકારી,
ભરે ભકતોનાં દિલમાં ખુમારી શં૦ ૪

શંખેશ્વર તીરથ રાજા, પૂરે છે પરચા ઝાઝા;
ચારિત્રદર્શનનાં વાગે છે વાજાં. શં૦ ૫

## [૧૧] શ્રી. પંચાસરાપાર્શ્વ જિન–સ્તવન

પરમાતમ પરમેશ્વરુ, જગદીશ્વર જિનરાજ;
જગબંધવ જગભાણુ, બલિહારી તુમતણી,
ભવ–જલધિમાંહી જહાજ. પરમા૦ ૧

તારક વારક મોહનો, ધારક નિજગુણ ઋદ્ધિ;
અતિશયવંત ભદંત, રૂપાલી શિવવધૂ,
પરણી લહી નિજ સિદ્ધિ. પરમા૦ ૨

જ્ઞાન દર્શન અનંત છે, વળી તુજ ચરણ અનંત,
એમ દાનાદિ અનંત, ક્ષાયિક ભાવે થયા,
ગુણ તે અનંતાનંત પરમા૦ ૩
બત્રીશ વર્ણ સમાય છે, એકજ શ્લોક મઝાર,
એક વરણ પ્રભુ! તુજ, ન માયે જગતમા,
કેમ કરી શુણીએ ઉદાર પરમા૦ ૪
તુજ ગુણ કોણ ગણી શકે, જો પણ કેવલ હોય,
આવિરભાવથી તુજ, સયલ ગુણ માહરે,
પ્રચ્છન્નભાવથી જોય પરમા૦ ૫
શ્રી પચાસરા પાસજી! અરજ કરુ એક તુજ,
આવિરભાવથી થાય, દયાળ! કૃપાનિધિ!
કરુણા કીજેજી મુજ પરમા૦ ૬
શ્રી જિન ઉત્તમ તાહરી, આશા અધિક મહારાજ!
પદ્મવિજય કહે એમ, લહુ શિવનગરીનુ,
અક્ષય અવિચલ રાજ પરમા૦ ૭

[ ૧૨ ] પ્રભુમેવા

[ રાગ—નટ ]

સુખદાઈ રે સુખદાઇ રે દાદા પાસજી સુખદાઇ,
એસો સાહિબ નહિ કોઉ જગમે,
સેવા કીજે દિલ લાઈ સુ૦ ૧
સબ સુખદાયક એહિજ નાયક, એહિ સાયક સુસહાઈ,
કિંકરકુ કરે શંકર સરીખો,
આપે અપની ઠકુરાઈ. સુ૦ ૨

અંગલ રંગ વધે પ્રભુ ધ્યાને, પાપવેલી જાએ કરમાઈ.
શીતલતા પ્રગટે ઘટ અંતર,
મિટે મોહકી ગરમાઈ. સુ૦ ૩
કહાં કરું સુરતરુ ચિંતામણિકું, જો મેં પ્રભુસેવા પાઈ;
શ્રી જસવિજય કહે દર્શન દેખ્યો,
ઘર-અંગન નવનિધિ આઈ. સુ૦ ૪

## [ ૧૩ ] હૃદય પ્રાર્થના

[ રાગ-ધન્યાશ્રી અથવા દરબારી કાનડો ]

વામાનંદન જગદાનંદન, સેવકજન-આસા-વિસરામ;
એક નજર કરી મોહિ પર નીરખો,
તુમ હો કરુના રસકે ધામ. વામા૦ ૧
ઈતની ભૂમિ પ્રભુ તુમહિ આન્યો.
પરિ પરિ બહુત બઢાઈ મામ;
અબ દો ચાર ગુનઠાન બઢાવત,
લાગત હે કહા તુમકું દામ. વામા૦ ૨
અહનિશિ ધ્યાન ધરું મૈં તેરો,
સુખથી ન વિસારું તુમ નામ;
શ્રી નયવિજય વિબુધવર સેવક,
કહે તુમ મેરે આતમરામ. વામા૦ ૩

## [ ૧૪ ]

અંતરજામી સુણ અલવેસર, મહિમા ત્રિજગ તમારો;
સાંભળીને આવ્યો હું તીરે, જનમ મરણ દુઃખ વારો.
સેવક અરજ કરે છે રાજ ! અમને શિવસુખ આપો. ૧

સહુકોનાં મનવછિત પૂરો, ચિતા સહુની ચૂરો,
એહવુ બિરુદ છે રાજ! તમારુ,
કેમ રાખો છો દૂરે? સેવક૦ ૨
સેવકને વલવલતો દેખી, મનમા મહેર ન ધરશો,
કરુણાસાગર કેમ કહેવાશો?
જો ઉપકાર ન કરશો સેવક૦ ૩
લટપટનું હવે કામ નહિ છે, પ્રત્યક્ષ દરિશણ દીજે,
ધુઆડે રિજુ નહિ સાહેબ,
પેટ પડયા પતીજે સેવક૦ ૪
શ્રી શખેશ્વરમડન! સાહેબ! વિનતડી અવધારો,
કહે જિનહર્ષ મયા કરી મુજને,
ભવસાયરથી તારો સેવક૦ ૫

## [ ૧૫ ] મનમોહન પાર્શ્વનાથ સ્તવન

[ રાગ—આઢ ]

મનમોહન સ્વામી, પારસનામી, જય જય શ્રી ભગવાન,
તારૂં દર્શન પામી, નમુ શિર નામી, શિવગતિ ગામી,
જય જયશ્રી ભગવાન
કાશી બનારસના યુવરાજા, અશ્વસેન કુલચદ,
પ્રભાવતીના નાથ નગીના, વામાદેવીના નદ રે મન૦ ૧
ચવિયા ચૈત્રવદિની ચોથે, જન્મ્યા પોષ દશમ,
સુર કુમરી સુર કરે અભિષેકો, હૈયે લાવી ઉમગ રે.મન૦ ૨

પોષવદિ અગ્યારશ દિવસે, લીધાં મહાવ્રત ચાર;
ચૈત્રવદિ ચોથે પ્રભુ પામ્યા, કેવળજ્ઞાન ઉદાર રે. મન૦ ૩

સમોસરણમાં ચાર મુખેથી, ઉપદેશ્યા પંથ ચાર;
દાન શીલ તપ ભાવ પ્રકાશ્યા, કરવા જગ ઉપકારરે. મન૦૪

શ્રાવણ શુદિ આઠમને દિવસે, સમ્મેતશિખર ગિરિરાજ;
શૈલીશી શ્રેણીએ ચઢતા, પામ્યા શિવપુર રાજ રે. મન૦૫

બેહજારને ત્રણની સાલે, માહીપૂનમ બુધવાર,
કુંભોઈતીર્થમાં આપબિરાજ્યા,
ચારિત્ર દર્શનકાર રે. મન૦ ૬

[ ૧૬ ]

[ રાગ—ભૈરવી ગજલ ]

મુખ બોલ જરા યહ કહ દે ખરા
તું ઓર નહીં મેં ઓર નહીં
તુ નાથ મેરા મેં હું જાન તેરી.
મુજે કયું વિસરાઇ જાન મેરી
જબ કરમ કટા ઓર ભરમ હટા. તુ૦ ૧

તું હૈ ઈશ જરા મેં હું દાસ તેરા
મુજે કયું ન કરો અબ નાથ ખરા
જબ કુમતિ ટરે ઓર સુમતિ વરે. તુ૦ ૨

તુ હૈ પાસ જરા મૈ હું પાસ પરા
મુજે ન છોડાવો પાસ ટરા
જબ રાગ કટે ઓર દ્વેષ મિટે તુ૦ ૩
તું હૈ અચખરા ચલનચરા
મુજે કયુ ન, બનાવો આપસરા
જબ હોંશ જરે ઓર સાગ ટરા તુ૦ ૪
તુ હૈ ભૂપવરા સખેશખરા
મૈ તો આતમરામ આનંદભરા
તુમ દરસ કરી સબ ભ્રાંતિ હરી તુ૦ ૫

[ ૧૭ ]

[ રાગ સોરઠ ]

લગીલો વામા નંદનસ્યું બરમબ જન તુ લગીલો
જાય સબ ધન જાય વામાપ્રાણુ જાય ન કયુ,
એક જીનજીકી મેરે રહોને જ્યૂંકી ત્યૂ લ૦ ૧
નાહિ તપબલ નાહિ જપબલ શુદ્ધ સબધ ત્યૂ
એક પ્રભુજી કે ચરનશરણા ભ્રાંતિ ભજન કલ્પુ લ૦ ૨
ઘટ અંદરકી જાને તું જિન કથન કરને શૂ,
દેખ દીન દયાલ મુજકો તાર જગસે ત્યૂ લ૦ ૩
ઈન્દ્ર ચંદ્ર સુરીન્દ્ર પદવીકો ન વાછું હું,
એક તુમ દીગ કરૂના ભીને સદા નિરખુ જ્યુ લ૦ ૪
તાર આતમરામ રાજામુક્તિરમણી વરૂ
શ્રી સખેશ્વરનાથ જિનવર શુદ્ધાનંદ ભરૂ લ૦ ૫

## ૨૪—શ્રી. મહાવીરસ્વામીનાં સ્તવન

ગિરૂઆ રે ગુણ તુમતણા, શ્રી વર્દ્ધમાન જિનરાયા રે;
સુણતાં શ્રવણે અમી ઝરે,
નિર્મળ થાયે મ્હારી કાયા રે. ગિ૦ ૧
તુમ ગુણગણ ગંગાજલે, હું ઝીલી નિર્મળ થાઉં રે;
અવર ન ધંધો આદરું,
નિશદિન તોરા ગુણ ગાઉં રે. ગિ૦ ૨
ઝીલ્યા જે ગંગાજલે, તે છિલ્લર જલ નવિ પેસે રે;
જે માલતી ફૂલે મોહિયા,
તે બાવલ જઈ નવિ બેસે રે. ગિ૦ ૩
ઈમ અમે તુમ ગુણ ગોઠશું, રંગે રાચ્યા ને વલી માચ્યા રે;
તે કિમ પરસુર આદરું,
જે પરનારી વશ રાચ્યા રે. ગિ૦ ૪
તું ગતિ તું મતિ આશરો, તું આલંબન મુજ પ્યારો રે;
વાચક જસ કહે માહરે,
તું જીવ જીવનઆધારો રે. ગિ૦ ૫

[ ૨ ]

[ રાગ-કાફી ]

સાહિબ ધ્યાયા મન મોહના,
અતિ સોહના ભવિ બોહના. સા. ૧
આજતે દિન સફલ મેરે, માનું ચિંતામણિ પાયા; સા.
ચોસઠ ઈંદ્ર મિલિય પૂજ્યો, ઈંદ્રાની ગુન ગાયા. સા. ૨

જનમ મહોત્સવ કરે દેવ, મેરુ શિખર લે આયા, સા
હરિકો મન સંદેહ જાની, ચરને મેરુ ચલાયા. મા. ૩
અહિ વેતાલ રૂપ દાખી, દેવે ન વીર ઓભાયા, સા
પ્રગટ ભયે પાય લાગી, વીર નામે બુલાયા સા ૪
ઈંદ્ર પૂછે વીર કહે, વ્યાકરન નીપાયા, સા
મોહસે નિશાલ-પ્રસ્મે, સુહિ વીર પઢાયા સા. ૫
વરસી-દાન દેઈ ધીર, લેઈ વ્રત સુહાયા, સા.
સાલતલે ધ્યાન ધ્યાતે, ઘાતી ઘન ખપાયા સા ૬
લહી અનન્ત જ્ઞાન આપ, રૂપ ઝગમગાયા, સા
જસ કહે હમ સોઈ વીર, જ્યોતિસુ જ્યોત મિલાયા સા ૭

[ ૩ ]

સિદ્ધારથના રે નંદન વિનવું, વિનતડી અવધાર,
ભવમંડપમાં રે નાટક નાચીયો,
હવે મુજ દાન દેવરાવ મિ ૧
ત્રણ રતન મુજ આપો તાતજી, જિમ નાવે રે સંતાપ,
દાન દીયતા રે પ્રભુ કોસર કીસી ?
આપો પદવી રે આપ સિ૦ ૨
ચરણ અંગૂઠે રે મેરુ કંપાવીયો, મોડયા સુરના રે માન,
અષ્ટ કરમના રે ઝગડા જીતવા,
દીધા વરસી રે દાન સિ૦ ૩
શાસનનાયક શિવસુખદાયક, ત્રિશલાકુખે રતન,
સિદ્ધારથનો રે વંશ દીપાવીયો,
પ્રભુજી તને ધન ધન સિ૦ ૪

વાચકશેખર કીર્તિવિજય ગુરુ, પામી તાસ પસાય;
ધરમતણા એ જિન ચોવીશમા,
વિનયવિજય ગુણ ગાય. સિ૦

[ ૪ ]

જગપતિ તું તો દેવાધિદેવ, દાસનો દાસ છું તાહરો;
જગપતિ તારક તું કીરતાર, મનરો મોહન પ્રભુ માહરો.૧
જગપતિ તાહરે ભક્ત અનેક, માહરે એક જ તું ધણી;
જગપતિ વીરમાં તું મહાવીર, મૂરતી તાહરી સોહામણી ૨
જગપતિ ત્રિશલારાણીનો તું તંત, ગંધારબંદરે ગાજીયો;
જગપતિ સિદ્ધારથકુલ શણગાર, રાજરાજેશ્વર રાજીયો.૩
જગપતિ ભક્તોની ભાંગે તું ભીડ, પીડ પરાઈ પ્રભુ પારખે;
જગપતિ તું પ્રભુ અગમઅપાર,
સમજ્યો ન જાયે મુજ સારીખે. ૪
જગપતિ ખંભાયત જમ્બૂસર સંઘ,
ભગવંત ચોવીસમો ભેટીયો;
જગપતિ ઉદય નમે કર જોડ, સત્તર નેવું સંઘ સમેટીયો. ૫

[ ૫ ]

વંદો વીર જિનેશ્વર રાયા, વર્ધમાન સુખદાયાજી;
શાસનનાયક જેહ કહાયા,
જગ જસવાદ સવાયાજી. વંદો૦ ૧

હરિલછન કંચનવન કાયા, સિદ્ધારથ નૃપ તાયાજી,
સિદ્ધારથ થયા કર્મ ખપાયા,
ત્રિશલા રાણી માયાજી વદો૦ ૨
લઘુ વયથી જેણે મેરૂ ચલાયા, વીર વેતાલ હરાયાજી,
દુર્ધર મોહ જોહ જીતીને,
જ્યોતિમે જ્યોતિ મિલાયાજી વદો૦ ૩
જસ શાસનથી ષટ દ્રવ્ય પાયા, સ્યાદ્‌વાદ સમજાયાજી;
અભિનવ નંદનવનની છાયા,
દર્શન જ્ઞાન ઉપાયાજી વદો૦ ૪
જાસ વજીર છે ગૌતમરાયા, લબ્ધિનિધાન મન ભાયાજી,
ન્યાયસાગર પ્રભુના ગુણ ગાયા,
સુજસ સુબોધ સવાયાજી વદો૦ ૫

[ ૬ ]

( કડખાની દેશી )

તાર હો તાર પ્રભુ ! મુજ સેવક ભણી,
જગતમા એટલો સુજસ લીજે,
દાસ અવગુણ ભર્યો જાણી પોતાતણો,
દયાનિધિ દીન પર દયા કિજે તા૦ ૧
રાગદ્વેષે ભર્યો મોહ વૈરી નડયો,
લોકની રીતિમા ઘણુંયે રાતો,
ક્રોધ વશ ધમ ધમ્યો શુદ્ધગુણ નવિ રમ્યો,
ભમ્યો ભવમાહી હુ વિષયમાતો. તા૦ ૨

આદર્યું આચરણ લોક ઉપચારથી,
શાસ્ત્ર અભ્યાસ પણ કાંઈ કીધો;
શુદ્ધ શ્રદ્ધાન વલી આત્મ અવલંબ વિના,
તેહવો કાર્ય તિણે કો ન સીધ્યો. તા૦ ૩

સ્વામી દરીશણ સમો, નિમિત્ત લહી નિર્મલો,
જો ઉપાદાન એ શુચિ ન થાસ્યે;
દોષ કો વસ્તુનો અહવા ઉદ્યમ તણો,
સ્વામી સેવા સહિ નીકટ લાસ્યે. તા૦ ૪

સ્વામી ગુણ ઓલખી સ્વામિને જે ભજે,
દરિશણ શુદ્ધતા તેહ પામે;
જ્ઞાન ચારિત્ર તપ વીર્ય ઉલ્લાસથી,
કર્મ ઝીપી વસે મુક્તિ ધામે. તા૦ ૫

જગતવત્સલ મહાવીર જિનવર સુણી,
ચિત્ત પ્રભુ ચરણને શરણ વાસ્યો;
તારજો બાપજી બિરુદ નિજ રાખવા,
દાસની સેવના રખે જોશો. તા૦ ૬

વિનતિ માનજો શક્તિ એ આપજો,
ભાવ સ્યાદ્વાદતા શુદ્ધ ભાસે;
સાધી સાધક દશા સિદ્ધતા અનુભવિ,
દેવચંદ્ર વિમલ પ્રભુતા પ્રકાશે. તા૦ ૭

[ ७ ]

ના રે પ્રભુ નહિ માનુ, નહિ માનુ હું અવરની આણ,
મારે તાહરુ વચન પ્રમાણ, અવરને નહિ માનુ (એ ટેક)
હરિ હરાદિક દેવ અનેરા, તે દીઠા જગમાય રે,
ભામિની ભ્રમર ભ્રકુટિએ ભૂલ્યા, તે મુજને સુહાય ના રે ૧
કેઈક રાગી કેઈક દ્વેષી, કેઈક લોભી દેવ રે,
કેઈક મદ માયાના ભરીયા, કેમ કરીએ તસ સેવ ના રે ૨
મુદ્રાપણ તેહમા નવિ દીસે, તુજ માંહિલી તલમાત્ર રે,
જે દેખી દિલડુ નવિ રીઝે, શી કરવી તસ વાત ના રે ૩
તું ગતિ તું મતિ તું મુજ પ્રીતમ, તું જીવજીવન આધાર રે,
રાતદિવસ સ્વપ્નાંતર માહિં, તું મારે નિરધાર ના રે ૪
અવગુણ સહુ ઉવેખીને પ્રભુ, સેવક કરી નિહાલ રે,
જગબ ધવ એ વિનતિ મોરી, મારા જન્મમરણ દુ ખ ટાળ
ના રે ૫
ચોવીશમા પ્રભુ ત્રિભુવન સ્વામી, સિદ્ધારથના નદ રે,
ત્રિશલાજીના ન્હાનડીયા પ્રભુ, તુમ દીઠે અતિહિ આણદ
ના રે ૬
સુમતિવિજય કવિરાયનો રે, રામવિજય કર જોડ રે,
બહુ ઉપકારી અરિહ તજી મારા, ભવોભવના બ ધ છોડ
ના રે ૭

[ ૮ ]

ત્રિશલાદે ગોદ ખીલાવે છે. ( ટેક )
વીરજિણંદ જગત કિરપાલા; તેરાહિ દરશ સુહાવે છે.ત્રિ.૧
આ મેરા વ્હાલા ત્રિભુવનલાલા; ઠુમક ઠુમક ચલ આવે છે.ત્રિ.૨
પારણે પોઢયો ત્રિભુવન નાયક; ફિર ફિરકે કંઠ લગાવે છે ત્રિ.૩
આવો સખિ મુજ નંદન દેખો; જગત ઉદ્યોત કરાવે છે.ત્રિ.૪
આતમ અનુભવ રસકે દાતા; ચરનશરન તુમ ભાવે છે.ત્રિ.૫

[ ૯ ]

( મોક્ષગામી ભવથી ઉગારજો–એ દેશી )

વીર મને પ્યારા લાગે છે. ( ટૂંક )
મીઠું લાગે મને વીરજીનું મુખડું, મંગળમય જયકાર રે વીર.૧
ક્રોડો દેવોના રૂપથીય અધિકું; તેજતણો અંબાર રે વીર.૨
દયા ભરેલાં નયન કચોળાં, શાંતિતણો ભંડાર રે વીર.૩
દાડિમ દાંતો ને વાણી મધુરી; વરસે અમી ધોધમાર રે વીર.૪
એ મુખડા પર જાઉં બલિહારી; પહોંચાડે ભવપાર રે વીર.૫
દેખતાં દરિશન આંખો ધરાય ના; હયડે હર્ષ અપાર રે વીર.૬
વીરનું એ મુખડું મળજો ભવોભવ;આશ કરું નિરધાર રે વીર.૭
ચારિત્રદર્શન મોક્ષના માર્ગે;છે મહાવીર આધાર રે વીર.૮

[ ૧૦ ]

( તરપત બીતે દિન રૈન—એ રાગ )

જપતે બીતે દિન રૈ........ન
નિશદિન વીરજી તેરે બિના હી, હોતા નહીં મુઝે ચૈન;
વીતરાગી મુનિ જનકે પ્યારે, ધ્યાન ઘટાકે દૈવી સીતારે;

. . આવો જગાવો....જ્ઞાનકી . .જ્યોતિ... ..
અલખ અલખ દેન, અલખ અલખ દેન જપતે૦ ૧
તું હી પ્રભુ મન મનકે સ્વામી, ત્રિશલાનંદન મુક્તિગામી,
. ચારિત્ર દર્શન . , જ્ઞાનસે દેના ...
અમર અમર વેણુ, અમર અમર વેણુ જપને૦ ૨

[ ૧૧ ] ક્ષત્રિયકુંડતીર્થ મહાવીરસ્વામી-સ્તવન
(રાગ-ગોરી મારી નાવ તુમ્હારે હાથે-એ દેશી)

મારુ-નાવ ચડયું તોફાને, વીર સંભાળજો રે, મારુ૦ (ટેક)
કર્મકીચડ ભોગ પાની ખારા, રાગદ્વેષ નદી આશ્રવ નાલા;
ભર્યો સંસાર સમુદ્ર આ, વીરતા આપજો રે મારુ૦ ૧
ખોયું આગમ દિશાયંત્ર, જિનઆણા સુકાન ન તંત્ર,
નથી સુકાની સુગુરુજી, નાથ ઉગારજો રે. મારુ૦ ૨
કષાય ઝુન્ડ ને કરવત ભારી, નવ નોકષાય ખડકની ધારી,
નાવના ચૂરા થાશે, નાથ બચાવજો રે મારુ૦ ૩
તીવ્ર પ્રમાદની આંધી ચડી છે, હવા પણ અવિરતિની ઊડીછે,
ભાન ભૂલ્યો ભગવાન ! પંથ દેખાડજો રે મારુ૦ ૪
તૂટયો છે કૂપ સમ્યગ્દર્શન, તૂટયા જ્ઞાન હલેસાના દંડ,
ચારિત્ર સઢ ઊડે છે, વ્હારે આવજો રે મારુ૦ ૫
ઓગણીસસે સત્યાવી વર્ષે, પોષ વદિમાં સાતમ દિવસે,
ક્ષત્રિયકુન્ડપતિ વિનતિ આ, અવધારજો રે. મારુ૦ ૬
મુક્તિ કમલ વિનય દિલ ધારી, ચારિત્રપદ સેવા સ્વીકારી,
જ્ઞાન-ન્યાય સહ દર્શન, પાર ઉતારજો રે મારુ૦ ૭

[ ૧૨ ] કલકત્તા શ્રી. મહાવીરસ્વામી :સ્તવન

અમે જઈને કે'શું વીર, તારી માને. (ટેક)

મુઠી મારીને નીચો નમાવ્યો;
તે દી હતો કોઈ ભીનેવાને. અમે૦ ૧

પંડયાને પાટલે બેઠો ચડીને;
એવો ઉછાંછળો સૌ કો માને. અમે૦ ૨

બાવો બનીને ફર્યા કરે છે;
કૈં કં સંભારે એકી તાને. અમે૦ ૩

ચન્દનબાલા કરે ભાવ રસાલા;
તને શોધે છે ગામે રાને. અમે૦ ૪

આખું જગત ચકડોલે ચડયું છે;
મીઠાં વીણા-શા તારા ગાને. અમે૦ ૫

જિનભુવનમાં પ્રેમે પેખ્યો;
અલગો અમોથી રહે શાને. અમે૦ ૬

ચારિત્ર દર્શન પ્રીતિ પુરાણી;
તું તો હવે સંભારે શાને. અમે૦ ૭

[ ૧૩ ] અમદાવાદ મહાવીરસ્વામી સ્તવન

( નાગરવેલીઓ રોપાવ-એ રાગ )

તારા ગુણો પ્રગટાવ, મારા નિર્ગુણ જીવનમાં.
તેં વાર્ષિક દાન જ દીધું, વલી વિપ્રનું કામ જ કીધું;
એવું દાનત્વ વરતાવ. મારા૦ ૧

તે મમતા માયા છોડી, સંસારની જાલ જ તોડી,
એવો ત્યાગ જમાવ મારા૦ ૨
તે કાને ખીલા વેઠયા, ને સંગમના દુઃખ દીઠા,
એવી વીરતાને લાવ મારા૦ ૩
તપ તરવારે સહાર્યા, તે ભાવ શત્રુને માર્યા,
એવી શૂરતા પ્રગટાવ મારા૦ ૪
તે પરની સહાય ન લીધી, નિજ બલથી મુક્તિ લીધી,
એવી મક્કમતા વસાવ મારા૦ ૫
શ્રી રાજનગરના રાણા, મહાવીર વીર વખાણ્યા,
એવી વીરતા મહેકાવ મારા૦ ૬
શ્રી મુક્તિ કમલના વાસી, વિનય ચારિત્રના રાશિ,
દર્શન શાંતિ ફેલાવ મારા૦ ૭

[૧૪] શ્રી. મહાવીર શરણ

[વહાલુ વતન, મને વહાલુ વતન–એ રાગ]

પ્યારૂ શરણુ મને પ્યારૂ શરણુ,
વહાલુ લાગે વીર ! તારૂ શરણુ૦ (ટેક)
માત કે પિતા, કોઈ ન ત્રાતા,
સગા રોકે નહી નરક ગમન પ્યા૦ ૧
વાડી નજીકા, લક્ષ્મી કે સત્તા,
કોઈ રોકે નહી જનમ મરણુ પ્યા૦ ૨
ચારિત્ર ફરસન, મહાવીર દર્શન,
ખરેખરૂ છે તારૂ શરણુ પ્યા૦ ૩

# ચોવીશી સ્તવન

## ( રાગ–અનજારો )

(ધનધટા ભૂવન રંગ છાયા નવખંડા પાસ જિન પાયા–એ દેશી)

ચોવીસ જિણુંદ જયકારા, પ્રભુ અધમ ઉદ્ધારણ હારા. (ટેર)
વૃષભ લંછન વૃષભ જિણુંદા, જિન અજિત અજિત ગુણવૃન્દા;
સંભવ શમ રસ દાતારા, અભિનન્દન અભિવ્રત ચારા. ચો૦૧

સુમતિ સુમતિના દાતા, પ્રભુ પદ્મ પદ્મ પદ રાતા;
શુભ પાર્શ્વ સુપાર્શ્વ ઉદારા, પ્રભુ ચન્દ્ર ચન્દ્ર શિતધારા. ચો૦૨

સુવિધિ શિવ સુવિધિ દાખી, શીતલ શીતલ પદ સાખી;
શ્રેયાંસ શ્રેય કરનારા, વાસુપૂજ્ય પૂજ્ય તપચારા. ચો૦૩

જિન વિમલ વિમલતા સોહે, શ્રી અનન્તઅનન્ત ગુણ મોહે;
જિનધર્મ ધર્મપતિ પ્યારા, જિન શાંતિ શાંતિ કરનારા. ચો૦૪

કુંથુ કુસ્થાન નિવારે જન અર ભવ–અરતિ વારે;
જિન મલ્લિ મલ્લ મદ મારા, મુનિસુવ્રત સુવ્રત ક્યારા. ચો૦૫

નમિનાથ નમે સુર ઈન્દા, શુભ નેમ નેમ શિવ નન્દા;
પારસ સમ પાર્શ્વ વિચારા, મહાવીર વીર પ્રભુ પ્યારા. ચો૦૬

ચોવીસ જિણુંદ દિલહારા, વન્દન પૂજન ઉપચારા;
ચારિત્ર ચરણ આધારા, જિન દર્શન ભવ નિસ્તારા. ચો૦૭

## [ ૧ ] મનોવેદના

[ રાગ—આશાવરી ]

પ્રભુ મેરે અઈસી આય બની;
મનકી વ્યથા કુનપેં કહીએ, જાનો આપ ધની. પ્રભુ૦ ૧
જનમમરણ જરા ચઉ ગઈ લહે, વિલગી વિપત્તિ ઘની;
તન મન નયન દુઃખ દેખત,
સુખ નવી એક કની. પ્રભુ૦ ૨
ચિત્ત દુભઈ દુરજનકે બયના, જૈસે અર અગની;
સજ્જન કોઉં નહિ જાકે આગે,
બાત કહું અપની. પ્રભુ૦ ૩
ચઉ ગઈ ગમણભ્રમણદુઃખ વારો, બિનતિ એસી સુની;
અવિચલ સંપદ જસકુ દીજે,
અપને દાસ ભની. પ્રભુ૦ ૪

## [ ૨ ] પ્રભુ પ્રત્યે રાગ

[ રાગ—સામેરી ]

મેરે પ્રભુસું પ્રગટયો પૂરન રાગ ( ટેક )
જિનગુનચંદકિરનસું ઉમગ્યો,
સહજ સમુદ્ર અથાગ. મેરે૦ ૧
ધ્યાતા ધ્યેય ભયે દોઉ એકહુ, મિટયો ભેદકો ભાગ;
કુલ બિદારી ચલે જબ સરિતા
તબ નહિ રહત તડાગ. મેરે૦ ૨

પૂરન મન સબ પૂરન દીસે, નહિ દુવિધાકો લાગ,
પાઉ ચલત પનહી જો પહિરે,
નહિ તસ કંટક લાગ મેરે૦ ૩
ભયો પ્રેમ લોકોત્તર જૂઠો, લોક બંધકો તાગ,
કહો કોઉ કછુ હમ તો ન રુચે,
છૂટી એક વીતરાગ મેરે૦ ૪
વાસત હે જિનગુન મુઝ દિલકું, જૈસો સુરતરુ બાગ,
ઓર વાસના લગે ન તાતે,
જસ કહે તૂં વડભાગ મેરે૦ ૫

[૩] કયુ કર ભક્તિ કરુ?
[માન્કોશ]

કયુ કર ભક્તિ કરુ પ્રભુ તેરી-કયું૦ (ટેક)
ક્રોધ લોભ મદ માન વિષયરસ,
છાંડત ગેલ ન મેરી કયું૦ ૧
કર્મ નચાવે તિમહિ નાચત,
માયા વશ નટ ચેરી કયું૦ ૨
દૃષ્ટિરાગ દઢ બંધન બાંધ્યો,
નિકસન ન લહી સેરી. કયું૦ ૩
કરત પ્રશંસા સબ મિલ અપની,
પરનિંદા અધિકેરી કયું૦ ૪
કહત માન જિન ભાવ ભગતિ બિન,
શિવગતિ હોત ન નેરી. કયું૦ ૫

## [૪] ત્વમેવ શરણં મમ

[ રાગ–કાફી ]

તો બિનુ ઓર ન જાચું, જિનંદરાય! તો૦ (ટેક)
મેં મેરો મન નિશ્ચય કીનો,
    એહમાં કછુ નહિ કાચું. જિનંદરાય! તો૦ ૧
તુમ ચરન–કમલ પર ભ્રમર–મન મેરો,
    અનુભવ રસભર ચાખું;
'અંતરંગ અમૃતરસ ચાખો,'
    એહ વચન મન સાચું. જિનંદરાય! તો૦ ૨
જસ પ્રભુ ધ્યાયો મહારસ પાયો,
    અવર રસે નહિ રાચું;
અંતરંગ ફરસ્યો દરસન તેરો,
    તુજ ગુણ–રસ સંગ માચું. જિનંદરાય! તો૦ ૩

## [૫] પ્રભુને શરણે

[ રાગ–ધન્યાશ્રી અથવા ગુજરી. ]

જિન! તેરે ચરનકી સરન ગ્રહું. (ટેક)
હૃદયકમલમેં ધ્યાન ધરત હું, શિર તુજ આણ વહું. જિન.૧
તુજ સમ ખોજ્યો દેવ ખલકમેં, પેખ્યો નહીં કબહું;
તેરે ગુનકી જપું જપમાલા, અહનિશિ પાપ દહું. જિન.૨
મેરે મનકી તુમ સબ જાનો, ક્યા મુખ બહોત કહું;
કહે જસવિજય કરો યૂં સાહિબ,
    જ્યું ભવ દુઃખ ન લહું. જિન.૩

## [૬] પ્રભુદર્શનથી પરમાનંદ

આજ આનંદ ભયો, પ્રભુકો દર્શન લહ્યો,
રોમ રોમ સીતલ ભયો, પ્રભુ ચિત્ત આયો હે આ ૧
મનહુ તે ધાર્યા તોહે, ચલકે આયો મન મોહે,
ચરણ કમલ તેરો, મનમે ઠહરાયો હે આ ૨
અકલ અરૂપી તુહિ, અકલ અમૂરતિ તુહિ,
નીરખ નીરખ તેરો, સુમતિ શું મિલાયો હે આ. ૩
સુમતિ સ્વરૂપ તેરો, રંગ ભયો એક અનેરો,
વાઈ રંગ આત્મ પ્રદેશ, સુજશ રંગાયો હે આ ૪

## [૭] પ્રભુમયતા

જ્ઞાનાદિક ગુણ તેરો, અનંત અપાર અનેરો,
વાઈ હીરત સુન મેરો, હું જશ ગાયો હે જ્ઞાના ૧
તેરો જ્ઞાન તેરો ધ્યાન, તેરો નામ મેરો પ્રાણ,
કારણ કારજ સિધ્યો, ધ્યાતા ધ્યેય ઠહરાયો હે જ્ઞાના ૨
છૂટ ગયો ભ્રમ મેરો, દર્શન પાયો મે તેરો,
ચરણ કમલ તેરો, સુજશ રમાયો હે જ્ઞાના ૩

## [૮] શ્રી જિનેંદ્ર સ્તવન

સકલ સમતા સુરલતાનો, તુંહિ અનોપમ કંદ રે,
તું કૃપારસ કનક કુંભો, તુંહિ જિણંદ મુણીંદ રે. ૧

પ્રભુ તુંહિ તુંહિ તુંહિ તુંહિ, તુંહિ ધરતા ધ્યાન રે;
તુજ સ્વરૂપી જે થયા તેણે, લહ્યું તાહરૂં તાન રે. પ્ર. ૨
તુંહિ અલગો ભવથકી પણ, ભવિક તાહરે નામ રે;
પાર ભવનો તેહ પામે, એહિ અચરિજ ઠામ રે. પ્ર. ૩
જન્મ પાવન આજ માહરો, નિરખીયો તુજ નૂર રે;
ભવોભવ અનુમોદના જે, હુઓ આપ હજૂર રે. પ્ર. ૪
એહ માહરો અખય આતમ, અસંખ્યાત પ્રદેશ રે;
તાહરા ગુણ છે અનંતા, કેમ કરું તાસ નિવેશ રે. પ્ર. ૫
એક એક પ્રદેશ તાહરે, ગુણ અનંતનો વાસ રે;
એમ કરતાં સહજ મિલત, હુવો જ્ઞાન પ્રકાશ રે. પ્ર. ૬
ધ્યાન ધ્યાતા ધ્યેય એકી–ભાવ હોય એમ રે;
એમ કરતાં સેવ્ય સેવક ભાવ હોય ક્ષેમ રે. પ્ર. ૭
શુદ્ધ સેવા તાહરી જે, હોય અચલ સ્વભાવ રે;
જ્ઞાનવિમલ સૂરીંદ પ્રભુતા, હોય સુજસ જમાવ રે. પ્ર. ૮

## [ ૯ ] પુરાણી સ્મૃતિ

જિણંદા ! વે દિન ક્યું ન સંભારે; જિ૦ ( ટેક)
સાહિબ તુમ્હ હમ સમય અનંતો, એકઠા ઇણ સંસારે. જિ૦૧
આપ અજર અમર હોઈ બેઠે, સેવક કરીય કિનારે;
મ્હોટા જેહ કરે તે છાજે, તિહાં કુણ તુમ્હને વારે. જિ૦૨
ત્રિભુવન ઠકુરાઈ અબ પાઈ, કહો તુમ્હહો કુણ સારે;
આપ ઉદાસ ભાવમેં આયે, દાસકું ક્યું ન સુધારે. જિ૦૩

તુહિ તુહિ તુહિ તુહિ, તુહિ જે ચિત્ત ધારે,
યાહિ હેતુ જે આપસ્વભાવે, ભવજલ પાર ઉતારે જિ૦૪
જ્ઞાનવિમલ ગુણ પરમાન દે, સકલ સમીહિત સારે,
બાહ્ય અભ્યંતર ઇતિ ઉપદ્રવ, અરિયણ દૂર નિવારે જિ૦૫

## [૧૦] શ્રી જિન-સ્તવન

મનમા આવજો રે, નાથ હું થયો આજ સનાથ મન૦
જય જિનેશ નિરજણો, ભ જણો ભવદુ ખ રાશ,
ર જણો સવિ ભવિ ચિત્તનો, મ જણો પાપનો નાશ મન૦
આદિ બ્રહ્મ અનુપમ તુ, અબ્રહ્મ કીધા દૂર,
ભવભ્રમ સવિ ભાજી ગયા, તુહિ ચિદાનદ સનૂર મન૦
વીતરાગ ભાવ ન આવહી, જિહા લગી મુજને દેવ;
તિહાં લગે તુમ પદકમલની, સેવના રહેજો એ ટેવ મન૦
યદ્યપિ તુમે અતુલબલી, યથવાદ એમ કહેવાય,
પણ કબજે આવ્યા મુજ મને, તે સહજથી ન જવાય મન૦
મન મનાવ્યા વિણ માહરૂ, કેમ બધનથી છુટાય,
મનવાછિત દેતા થકાં કાઈ, પાલવડો ન ઝલાય મન૦
હઠ બાલનો હોય આકરો, તે તો લહો છો જિનરાજ,
ઓછું કહાવે શુ હોવે, ગિરૂઆ ગરીબ નિવાજ મન૦
જ્ઞાનવિમલ ગુરુથી લહો, સવિ ભવિક મનના ભાવ,
તો અક્ષય સુખ લાભ દીયો, જિમ હોવે સજસ જમાવ મન૦

## [ ૧૧ ] જિન સ્તવન

પ્રભુ તેરો મોહન હે મુખ મટકો.
નીરખી નીરખી અતિ હરખિત હોવે,અનુભવ મેરે ઘટકો.પ્ર૦
સહજ સુભગતા સમતા કેરી, એહિ જ ચરણુકો ચટકો;
દરિસન જ્ઞાન અક્ષય ગુણુનિધિ,તુમ દીઓ પ્રેમેતસ કટકો.પ્ર૦
શુદ્ધ સુવાસન સુરભિ સમીરે, મિથ્યા મત રજ ઝટકો;
દંભ પ્રપંચ જોર જિમ ન હોય, પટકકે મોહ ન ટકો. પ્રભુ૦
ધર્મ સંન્યાસ યોગ શિરપાગે. બંધત પરજય પટકો,
દર્શન ચક્રે કર્મ નૃપતિ શું. કરત સદા રણુ રટકો. પ્રભુ૦
વીતરાગતા દિલમેં ઉલ્લસત, નહીં અવર ખલ ખટકો;
પૂરવ સંચિત પાતક જાતક, અમથી દૂરે સટકો. પ્રભુ૦
જ્ઞાનવિમલ પ્રભુ ધ્યાન પસાયે,ભવેભવે ભવી નવી ભટકો;
આઈ મિલે જ્યું એકીભાવે, શિવસુંદરીકો લટકો. પ્રભુ૦

## [ ૧૨ ] જિનેંદ્ર સ્તવન

( રાગ–વિભાગ : તાલ–ત્રિતાલ )

જિનંદા ! તેરે નયનોમેં ક્યા હે તમાશા ? ( ટેક )
રાગ નહીં હે, રંગ નહીં હે; તો ભી લગા મમ શ્વાસા.જિ. ૧
કામ વિકાર કટાક્ષસે ન્યારા; કરત હ શાંતિ પ્રકાશા.જિ. ૨
નૈનાં પ્યાલી અમૃત પીના; તો ભી રહા મૈં પ્યાસા.જિ. ૩
નૈનાં નૈનાંસે મત્રી જમાકર; પૂરે ભવિક મન આશા.જિ. ૪
ચારિત્રદર્શન ધ્યાનમેં લીના, કરત શ્રીચરનોંમેં વાસા.જિ.૫

## શ્રી સીમંધર જિનના સ્તવનો

પુખ્ખલવઇ વિજયે જયો રે, નયરી પુંડરીગિરી સાર;
શ્રી સીમંધર સાહિબા રે, રાય શ્રેયાંશ કુમાર.
જિણંદરાય! ધરજો ધર્મ સ્નેહ ૧
મોટા નાના અંતરો રે, ગિરુઆ નવિ દાખંત,
શશિદરિસન સાયર વધે રે,
કૈરવ–વન વિકસંત જિણંદ૦ ૨
ઠામ કુઠામ નવિ લેખવે રે, જગ વરસંત જલધાર,
કર દોય કુસુમે વાસિયે રે,
છાયા સવિ આધાર જિણંદ૦ ૩
રાયં ને રંક સરીખા ગણે રે, ઉદ્યોતે શશી સૂર,
ગંગાજળ તે બિહું તણા રે,
તાપ કરે સવિ દૂર જિણંદ૦ ૪
સરીખા સહુને તારવા રે, તિમ તુમે છો મહારાજ;
મુજશું અંતર કિમ કરો રે,
બાંહ્ય ગ્રહ્યાની લાજ જિણંદ૦ ૫
મુખ દેખી ટીલું કરે રે, તે નવિ હોય પ્રમાણ,
મુજરો માને સવિ તણો રે,
સાહિબ તેહ સુજાણ જિણંદ૦ ૬
વૃષભ લંછન માતા સત્યકી રે, નંદન રુક્મણી કંત,
વાચક યશ એમ વિનવે રે,
ભયભંજન ભગવંત. જિણંદ૦ ૭

[ ૨ ]

તારી મૂરતિએ મન મોહ્યું રે, મનના મોહનીયા;
તારી સૂરતિએ જગ સોહ્યું રે, જગના જીવનીયા.
તુમ જોતાં સવિ દુરમતિ વિસરી, દિન રાતડી નવી જાણી;
પ્રભુ ગુણ ગણ સાંકળશું બાંધ્યું,
ચંચલ ચિતડું તાણી રે. મન૦ ૧
પહેલાં તો એક કેવલ હરખે, હેજાળુ થઈ હળિયો;
ગુણ જાણીને રૂપે મિલીઓ,
અભ્યંતર જઈ ભળિઓ રે. મન૦ ૨
વીતરાગ ઈમ જસ નિસુણીને, રાગી રાગ કરેહ;
આપ અરૂપી રાગ નિમિત્તે
દાસ અરૂપ ધરેહ રે. મન૦ ૩
શ્રી સીમંધર તું જગબંધુ, સુંદર તાહરી વાણી;
મંદર ભૂધર અધિક ધીરજ ધર,
વંદે તે ધન્ય પ્રાણી રે. મન૦ ૪
શ્રી શ્રેયાંસ નરેસર નંદન, ચંદન શીતલ વાણી;
સત્યકી માતા વૃષભ લંછન પ્રભુ,
જ્ઞાનવિમલ ગુણ ખાણી રે. મન૦ ૫

[ ૩ ]

સુણો ચંદાજી! સીમંધર પરમાતમ પાસે જાજો;
મુજ વિનતડી પ્રેમ ધરીને એણી પેરે તુમે સંભળાવજો.
જે ત્રણ ભુવનનો નાયક છે, જસ ચોસઠ ઈન્દ્ર પાયક છે;
નાણ દરિસણ જેહને ખાયક છે. સુણો૦ ૧

જેની કંચનવરણી કાયા છે, જસ ધોરી લછન પાયા છે;
પુંડરીગિરિ નગરીનો રાયા છે સુણો૦ ૨
બાર પર્ષદામાંહી બિરાજે છે, જસ ચોત્રીશ અતિશય છાજે છે,
ગુણ પાંત્રીશ વાણીયે ગાજે છે સુણો૦ ૩
ભવિજનને જે પડિબોહે છે, તુમ અધિક શીતલ ગુણ સોહે છે,
રૂપ દેખી ભવિજન મોહે છે સુણો૦ ૪
તુમ સેવા કરવા રસિયો છુ, પણ ભરતમા દૂરે વસિયો છુ;
મહા મોહરાય કર ફસિયો છુ સુણો૦ ૫
પણ સાહિબ ચિત્તમા ધરિયો છે,
તુમ આણાખડગ કર ગ્રહિયો છે,
તો કાંઈક મુજથી ડરિયો છે સુણો૦ ૬
જિન ઉત્તમ પૂઠ હવે પૂરો, કહે પદ્મવિજય થાઉ શૂરો;
તો વાધે મુજ મન અતિ નૂરો સુણો૦ ૭

[ ૪ ]

શ્રી સીમધર સ્વામી માહરા, અવર નહી જગનાથ,
મારે આગણીએ આબો ફ્લ્યો, કોણ ભરે રે બાવળ કેરી બાથ રે
સલુણા દેવ! સ્વામી સીમધરદેવ (ટેક)
કોઇ મળે રે બલિહારીનો સાથ રે. સલુણા૦ ૧
મે જાણ્યું હું આવું તુમ પાસે, વિષમ વિષમ પથ દૂર,
આડા ડુગર ને દરિયા ઘણા,
વચમા નદીઓ આવે ભરપૂર રે સલુણા૦ ૨

આડા સાયર રે જળે ભર્યા, વચમાં મેરુ હોય;
કોશ કેઈકને આંતરે,
ત્યાં કને આવી શકે નહીં કોય રે. સલુણા૦ ૩
મુઝ હૈયું રે સંશય ભર્યું, કોની આગળ કહું વાત;
એક વાર જિનજી જો મળે,
જોઇ જોઈ જોઉં રે વંદન કેરી વાટ રે. સલુણા૦ ૪
કોઈ કહે સ્વામીજી આવીયા, આલું લાખ પસાય;
જીભ ઘડાવું સોના તણી,
એહના દુધડે પખાલું હું પાય રે. સલુણા૦ ૫
સ્વામીજી સ્વપ્નામાં પેખિયા, હૈયડે હરખ ન માય;
વાચક ગુણસુંદર એમ ભણે;
મુઝને ભેટયા સીમંધર રાય રે. સલુણા૦ ૬

[ ૫ ]

( સરોદા કહાં ભૂલ આયે–એ રાગ )

આવો સ્વામી આવો, સીમંધર સ્વામી આવો. (ટેક)
દુષમ કાળમાં આ ભરતમાં, મહાઅંધાર છવાયો;
તેને દૂર કરવાને દીપક, સમકિતનો પ્રગટાવો. સી૦ ૧
કેવળજ્ઞાની અવધિજ્ઞાની, શ્રુતજ્ઞાનીનો અભાવો;
શે જીવોની શંકા ભાગે, હવે દયા દિલ લાવો. સી૦ ૨
ગચ્છ મત વાડાવાડી પક્ષો, એમ વધ્યો ચકાવો;
એ શાસનને કોણ સુધારે, આવી દિશા બતલાવો. સી૦ ૩

દાન દુકાળે આપે દાની, તેહિ જ જગમાં આવો,
દુખિયા ભરતમાં આપ પધારી, શાંતિ પાઠ પઠાવો સીં૦ ૪
કલ્પતરુ ચિંતામણિ સમ છો, એ સાચો જો દાવો,
અમ અંતરની આશા પૂરો, વાર હવે ન લગાવો સીં૦ ૫
ચારિત્રદર્શન શિવના પંથે, સ્વામી સાચો વોળાવો,
કર્મકષાયની ઝાડી વટાવી, સાચો પંથ બતાવો સીં૦ ૬

[ ६ ]

( ઓ પખિડા રે એ–રાગ )

ઓ ચંદ્રમા રે ચંદ્રમા (૨) તું જાને મહાવિદેહ દેશ,
જઈ કહેજે જઈ કહેજે, તુ મારો સંદેશ ઓ (ટેક)

એટલુ કહેજે સીમંધરસ્વામને,
જપુ અહોનિશ તારા જ નામને,
વિસરું નહી લવલેશ જઈ કહેજે૦ ૧

ઉરમાં ઉભરાય છે તારી પ્રીતલડી,
લળીલળી કરુ હું એક જ વિનતડી,
ચરણોમાં રાખો હંમેશ જઈ કહેજે૦ ૨

ભવ ભ્રમની આંધીમાં ભૂલો પડ્યો છું,
મમતા ને મોહમાં રાચી રહ્યો છુ,
પંથદો બતાવી ને મોહથી છોડાવી,
છોડાવો રાગ ને દ્વેષ જઈ કહેજે૦ ૩

એક જ તું છે પ્રભુ મારા જીવનમાં,
તારી મૂર્તિ રમે મનમાં નયનમાં;
ચારિત્રદર્શનની અરજી સુણીને,
તારો ઉગારો જિનેશ ! જઈ કહેજે૦ ૪

[૭] શ્રી. દેવજશા જિન—સ્તવન.

દેવજશા દરિસણ કરો, વિઘટે મોહ વિભાવ લાલ રે;
પ્રગટે શુદ્ધ સ્વભાવતા, આનંદ લહરી દાવ લાલરે. દે. ૧
સ્વામી વસો પુષ્કર વરે, જંબુ ભરતે દાસ લાલ રે;
ક્ષેત્ર વિભેદ ઘણો પડયો, કિમ પહોંચે ઉલ્લાસ લાલ રે. દે. ૨
હોવત જો તનુ પાંખડી, આવત નાથ હજુર લાલ રે;
જો હોતી ચિત્ત આંખડી દેખત નિત્ય પ્રભુ નૂર લાલ રે. દે. ૩
શાસનભક્ત જે સુરવરા, વિનવું શીષ નમાય લાલ રે.
કૃપા કરો મુજ ઉપરે, તો જિન વંદન થાય લાલ રે. દે. ૪
પૂછું પૂર્વ વિરાધના, શી કીધી ઇણ જીવ લાલ રે;
અવિરતિ મોહ ટલે નહીં, દીઠે આગમ દીવ લાલ રે. દે. ૫
આતમ શુભ સ્વભાવને, બોધન શોધન કાજ લાલ રે;
રત્નત્રયી પ્રાપ્તિ તણો, હેતુ કહો મહારાજ લાલ રે. દે. ૬
તુજ સરિખો સાહિબ મિલ્યો, ભાંજે ભવભ્રમ ટેવ લાલ રે;
પુષ્ટાલંબન પ્રભુ લહિ, કોણ કરે પર સેવ લાલ રે. દે. ૭
દીનદયાળ કૃપાલુઓ, નાથ ભવિક આધાર લાલ રે;
દેવચંદ્ર જિન સેવના, પરમામૃત સુખકાર લાલ રે. દે. ૮

## શ્રી સિદ્ધાચલજીનું સ્તવન

સિદ્ધાચલ ગિરિ ભેટયા રે, ધન્ય ભાગ્ય હમારા
એ ગિરિવરનો મહિમા મોટો, કહેતાં ન આવે પારા,
રાયણરુખ સમોસર્યા સ્વામી,પૂર્વ નવાણું વારા રે ધન્ય૦ ૧
મૂલનાયક શ્રી આદિ જિનેશ્વર, ચઉમુખ પ્રતિમા ચારા,
અષ્ટ દ્રવ્યશુ પૂજો ભાવે, સમકિતમૂલ આધારા રે ધન્ય૦ ૨
ભાવ ભક્તિશુ પ્રભુગુણ ગાતા, અપના જન્મ સુધારા,
યાત્રા કરી ભવિજન શુભ ભાવે,
નરક તિર્યંચગતિ વારા રે ધન્ય૦ ૩
દૂર દેશાતરથી હુ આવ્યો, શ્રવણે સુણી ગુણ તારા,
પતિતઉદ્ધારણ બિરુદ તમારુ,
એ તીરથ જગ સારા રે ધન્ય૦ ૪
સવત અઢાર ત્યાસી માસ અષાઢા, વદિ આઠમ સોમવારા,
પ્રભુજીકે ચરણપ્રતાપકે સઘમે,
ખિમારતન પ્રભુ પ્યારા રે. ધન્ય૦ ૫

[ ૨ ]

વિમલાચલ નિતુ વદિએ, કીજે એહની સેવા,
માનુ હાથ એ ધર્મનો, શિવતરુ ફલ લેવા. વિ૦ ૧
ઉજ્જ્વલ જિનગૃહમંડલી, તિહા દીપે ઉત્તગા,
માનુ હિમગિરિ-વિભ્રમે, આઈ અબર ગગા. વિ૦ ૨
કોઈ અનેરુ જગ નહિ, એ તીરથ તોલે,
એમ શ્રીમુખ હરિ આગલે, શ્રીસીમધર બોલે વિ૦ ૩

જે સઘળાં તીરથ કહ્યાં, યાત્રા ફળ કહીએ;
તેહથી એ ગિરિ ભેટતાં, શત–ગણું ફળ લહીએ. વિ૦ ૪
જનમ સફલ હોય તેહનો, જે એ ગિરિવર વંદે;
સુજસવિજય સંપદ લહે, તે નર ચિર નં વ૦ ૫

[ ૩ ]

સિદ્ધાચલનો વાસી પ્યારો લાગે, મોરા રાજીંદા.
ઈણુ રે ડુંગરીયામાં ઝીણી ઝીણી કોરણી;
ઉપર શિખર બિરાજે. મો૦ સિ૦ ૧
કાને કુંડલ માથે મુગટ બિરાજે;
બાંહે બાજુબંધ છાજે. મો૦ સિ૦ ૨
ચોમુખ બિંબ અનોપમ છાજે;
અદ્‌ભુત દીઠે દુઃખ ભાંજે. મો૦ સિ૦ ૩
ચુવા ચંદન ઓર અગરજા;
કેસર તિલક વિરાજે. મો૦ સિ૦ ૪
ઈણુ ગિરિ સાધુ અનંતા સિદ્ધા;
કહેતાં પાર ન આવે. મો૦ સિ૦ ૫
જ્ઞાનવિમલ પ્રભુ એણી પેરે બોલે;
આ ભવ પાર ઉતારો. મો૦ સિ૦ ૬

[ ૪ ]

શ્રી રે સિદ્ધાચલ ભેટવા, મુજ મન અધિક ઉમાહો;
ઋષભજિણંદ પૂજા કરી, લીજે ભવતણો લાહો. શ્રી. રે૦ ૧

મણિમય મૂરતિ શ્રી ઋષભની, નિપાઈ અભિરામ,
ભવન કરાવ્યાં કનકના, રાખ્યાં ભરતે નામ શ્રી રે૦ ૨
નેમિ વિના ત્રેવીશ પ્રભુ, આવ્યા સિદ્ધક્ષેત્ર જાણી,
શેત્રુજા સમું તીરથ નહિ,
બોલ્યા સીમંધર વાણી શ્રી રે૦ ૩
પૂરવ નવાણુ સમોસર્યા, સ્વામી શ્રી ઋષભ જિણંદ,
રામ પાંડવ મુગતે ગયા, પામ્યા પરમાનંદ શ્રી રે૦ ૪
પૂરવ પુન્ય પસાઉલે, પુંડરીકગિરિ પાયો,
કાન્તિવિજય હરખે કરી,
શ્રી સિદ્ધાચલ ગાયો. શ્રી રે૦ ૫

[૫]

મારુ મન મોહ્યું રે શ્રી સિદ્ધાચલે રે દેખીને હરખિત થાય;
વિધિશુ કીજે રે જાત્રા એહની રે,
ભવભવનાં દુ:ખ જાય. મારુ૦ ૧
પાંચમે આરે રે પાવન કારણે રે, એ સમુ તીરથ ન કોય,
મોટો મહિમા રે જગમા એહનો રે,
આ ભરતે ઈહાં જોય. મારુ૦ ૨
ઈણ ગિરિ આવ્યા રે જિનવર ગણધરા રે,
સિધ્યા સાધુ અનંત;
કઠિન કરમ પણ ઈણ ગિરિ ફરસતા રે,
હોયે કરમ નિશાંત. મારુ૦ ૩

જૈનધરમ તે સાચો જાણીએ રે, માનવ તીરથ એ સ્તંભ;
સુરનર કિન્નર નૃપ વિદ્યાધરા રે,
કરતા નાટારંભ. મારું૦ ૪
ધનધન દહાડો રે ધન વેળા ઘડી રે, ધરીયે હૃદય મોઝાર;
જ્ઞાન વિમલસૂરિ ગુણ એહના ઘણા રે,
કહેતાં નાવે પાર. મારું૦ ૫

[ ૬ ]

વિમલગિરિ ક્યું ન ભયે હમ મોર. (ટેક)
સિદ્ધવડ રાયણ રૂખકી શાખા, ઝુલત કરત ઝકોર. વિ૦ ૧
આવત સંઘ રચાવત અંગિયા, ગાવત ગુણ ઘમઘોર;
હમભી છત્ર કલા કરી નિરખત; કટને કર્મ કઠોર વિ૦ ૨
મૂરત દેખ સદા મન હરખે, જૈસે ચંદ ચકોર;
શ્રી રિષહેસરદાસ તિહારો, અરજ કરત કર જોર. વિ૦ ૩

[ ૭ ]

વિમલગિરિ વિમલતા સમરીયે, કમલદલ નયનજગદીશ રે;
ત્રિભુવન દીપક દીપતો, જિહાં જયો શ્રી યુગાદીશ રે. વિ. ૧
પાપના તાપ સવિ ઉપશમે, અહસમે સમરતાં નામ રે;
પૂજતાં પાય શ્રી ઋષભનાં, સંપજે વંછિત કામ રે. વિ. ૨
ઋદ્ધિ રાણિમ ઘણી ઘર મિલે, પયતલે કનકની કોડી રે;
નાભિ નરનાથ સુત સમરશે, ઈમ ભણે વિનય કર જોડી રે.
વિ. ૩

[૮]

( રાગ–પાર્શ્વ પ્રભુ ભવથી ઉગારજો. )

પ્યારુ શત્રુંજયતીરથ તારુ, તીરથમા સિરદાર રે,
મારુ મન મોહી રહ્યુ છે ૧
દાદા આદીશ્વર મોહિની મૂરત, શત્રુંજય શણગાર રે મા ૨
નવા આદીશ્વર સહસ્રકૂટ છે, અષ્ટાપદ અવતાર રે મા ૩
રાયણના પગલાને નમિની જોડી, વળી પુંડરીકગણધારરે. મા ૪
દર્શન કરતા દિલડુ ધરાય ના, લાગે ન થાક લગાર રે. મા ૫
ત્રણેય લોકમા મોટુ છે તીરથ, પહોચાડે ભવપાર રે મા ૬
નીચે ઉતરવા મનડુ ન માને, આંખે આસુની ધાર રે મા.૭
ફરીફરી એ ગિરિ સભારુ, પ્રણમુ સાંજ ને સવાર રે મા ૮
ચારિત્ર દર્શન મોક્ષનો બાગ છે શત્રુંજય પુરબહાર રે મા ૯

[૯]

[ સરોદ કહી ભૂત આયે–એ રાગ ]

શત્રુંજય ગિરિ ભેટયા, ધન્ય ભાગ્ય અમારાં,
વિમલાચલ ગિરિ ભેટયા, ધન્ય ભાગ્ય અમારા
આદીશ્વર પ્રભુ અહી પધાર્યા, પૂર્વ નવાણુ વારા,
સમોસર્યા ત્રેવીશ જિનેશ્વર, નેમ રહ્યા ગિરનારા ધ ૧
પુંડરીક ગણધર અલબેલા, પાંચ ક્રોડ પરિવારા,
ચૈત્રી પૂનમે મોક્ષને પામે, પુંડરીક ગિરિ પ્યારા ધ. ૨
વીશ ક્રોડશુ પાંડવ સિધ્યા, કરે શિવપુરમાં ઉતારા,
- ત્રણ ક્રોડશુ રામની મુક્તિ, ચન્દ્રશેખર ઉદ્ધારા ધ. ૩

સીમંધર સ્વામી ફરમાવે, મહિમા મોટો અપારો;
ત્રણે લોકમાં શત્રુંજય છે, ભવિને એક આધારો. ધ. ૪
કર્મ કષાયને પ્રશાંત કરવા, વિમળ વિમળ જલધારો;
શિવસુંદરીને વરવા કાજે, ગિરિ મંડપ નિરધારો. ધ. ૫
ગિરિરાજનાં દર્શન કરતાં, હોય સફળ અવતારો;
ડગલે ડગલે કર્મ હણીને, કરીએ ભવનિસ્તારો ધ. ૬
ચૈત્રી પૂનમ વિક્રમ સંવત, બે ઓછા બે હજારો;
ચારિત્ર-દર્શન મહાતીરથ છે, શત્રુંજય જયકારો. ધ. ૭

[ ૧૦ ]

[ તમે થોડા થોડા થાઓ વરણાગી—એ રાગ ]

તમે ધીમે ધીમે ચઢો સિદ્ધગિરિ, હો ભાઈ તમે૦
છ રી પાળી ચઢો સિદ્ધગિરિ, હો ભાઈ તમે૦
આધિ ઉપાધિને ઘરમાં છોડી જજો,
ટપાલ તાર તેજી મંદિને ભૂલી જજો;
તજી સંતાપ શોક દિલગિરિ. હો૦ ૧
ધરો સાત શુદ્ધિ છોડો કુબુદ્ધિ,
હળી મળીને કરો વાત્સલ્ય વૃદ્ધિ;
કરો સ્વાર્થ માયાની ફનાગિરિ. હો૦ ૨
મોજશોખ ટાપટીપ સાથમાં ન લાવજો,
આચાર વિચારનો વિવેક દિલ લાવજો;
પ્રભુભક્તિની લેજો ફકીરી. હો૦ ૩

આદીશ્વર દાદાની જે જે ગજાવો,
ચારિત્રદર્શન ભાવના ભાવો,
શિવ સુંદરી આવે ધીરી ધીરી હો૦ ૪

[૧૧] શ્રી. રાયણ પગલાનું સ્તવન

નીલુડી રાયણ તરુતળે સુણ સુંદરી,
પીલુડા પ્રભુના પાય રે ગુણ મંજરી,
ઉજ્જવલ ધ્યાને ધ્યાઈએ ગુણ સુંદરી,
એહિ જ મુક્તિ ઉપાય રે ગુણ મંજરી ૧

શીતળ છાયાએ બેસીએ સુણ સુંદરી,
રાતડો કરી મન રંગ રે ગુણ મંજરી,
પૂજીએ સોવન ફૂલડે સુણ સુંદરી,
જેમ હોય પાવન અંગ રે ગુણ મંજરી ૨

ખીર ઝરે જેહ ઉપરે સુણ સુંદરી,
નેહ ધરીને એહ રે ગુણ મંજરી,
ત્રીજે ભવે તે શિવ લહે સુણ સુંદરી,
થાયે નિર્મળ દેહ રે ગુણ મંજરી ૩

પ્રીત ધરી પ્રદક્ષિણા સુણ સુંદરી
દીએ એહને જે સાર રે ગુણ મંજરી,
અભંગ પ્રીતિ હોય જેહને સુણ સુંદરી,
ભવભવ તુમ આધાર રે ગુણ મંજરી. ૪

કુસુમ પત્ર ફળ મંજરે સુણ સુંદરી,
શાખા થડ ને મૂળ રે ગુણ મંજરી;
દેવતણા વાસાય છે સુણ સુંદરી,
તીરથને અનુકૂળ રે ગુણ મંજરી. ૫
તીરથ ધ્યાન ધરો મુદા સુણ સુંદરી,
સેવો એહની છાંય રે ગુણ મંજરી;
**જ્ઞાનવિમલ** ગુણ ભાખિયો સુણ સુંદરી,
શત્રુંજય માહાત્મ્યમાંહી રે ગુણ મંજરી. ૬

## [૧૨] શ્રી. પુંડરીકસ્વામીનું સ્તવન

એક દિન પુંડરીક ગણધરુ રે લાલ,
પૂછે શ્રી આદિ જિણંદ સુખકારી રે;
કહીયે તે ભવજલ ઊતરી રે લાલ,
પામીશ પરમાનંદ ભવ વારી રે. એ૦ ૧
કહે જિન ઈણ ગિરિ પામશો રે લાલ,
જ્ઞાન અને નિરવાણ જયકારી રે;
તીરથ મહિમા વાધશે રે લાલ,
અધિક અધિક મંડાણ નિરધારી રે. એ૦ ૨
ઈમ નિસુણીને ઈહાં આવીયા રે લાલ,
ઘાતી કરમ કર્યાં દૂર તમ વારી રે;
પંચ કોડી મુનિ પરિવર્યા રે લાલ,
હુઆ સિદ્ધિ હજુર ભવ વારી રે. એ૦ ૩

ચૈત્રી પૂનમ દિન કીજીએ રે લાલ,
પૂજા વિવિધ પ્રકાર દિલ ધારી રે,
ફળ પ્રદક્ષિણા કાઉસ્સગ્ગા રે લાલ,
લોગસ્સ થુઇ નમુક્કાર નરનારી રે એ૦ ૪
દશ વીશ ત્રીશ ચાલીશ ભલા રે લાલ,
પચાસ પુષ્પની માળ અતિ સારી રે,
નરભવ લાહો લીજીએ રે લાલ,
જેમ હોય જ્ઞાન વિશાલ મનોહારી રે એ૦ ૫

[૧૩] શ્રી સિદ્ધચક્રનુ સ્તવન
[ નમો રે નમો શ્રી શેત્રુંજ ગિરિવર–એ દેશી ]

સકલ સુરાસુર વંદ નમીજે, શ્રીસિદ્ધચક્ર પ્રધાન રે,
ઈહભવ પરભવ શિવસુખ કારણ, વારણ કર્મ વિતાન રે સ૦૧
પ્રથમ પદે અરિહંત નમીજે, ચાર અતિશયવંત રે,
પ્રતિહારજ આઠની શોભા, બાર ગુણે ભગવંત રે સ૦૨
આઠ કરમને નાશે જિનવર, આઠ ગુણે પ્રગટાય રે,
એહવા સિદ્ધ પ્રભુને નમતા, દુરિત સકલ દૂર જાય રે.સ૦૩
આચારજ પ્રણમો પદ ત્રીજે, ગુણ છત્રીસ સુહાય રે,
પાઠક પદ ચોથુ નિત પ્રણમું, ગુણ પચવીસ કહાય રે સ૦૪
સત્તાવીસ ગુણે કરી સાધુ, દુષ્ટ કરમ ભવ જીપે રે,
ચાર સદ્દહણા આદે સડસઠ, ભેદે દરિસણ દીપે રે સ૦૫
સાતમે નાણ નમો ભવી ભાવે, ભક્તિ કરી શુભ મન્ન રે,
પાચ કહ્યા મૂલ ભેદ જ ચારુ, ઉત્તર એકાવન્ન રે સ૦૬

સંયમ સત્તર પ્રકારે આરાધો, નવમે પદ તપ સાર રે;
તે તપ બારે ભેદે વખાણ્યો, અવિચલ પદ દાતાર રે.સ૦૭
એ નવપદમાં આતમા રે, નિજ આતમમાં એહ રે;
મયણા ને શ્રીપાલે આરાધ્યો, નવમે ભવે શિવગેહ રે.સ૦૮
પાંચ ગુણિમાં ગુણ રહ્યા રે, ગુણી સેવે ગુણ હોય રે.
ધ્યેય ને ધ્યાતા ધ્યાનથી જાણો, ભેદ રહ્યો નવિ કોય રે.સ૦૯
ઇમ નવ પદ જે ધ્યાવે પ્રાણી, તે શુભવિજય વરંત રે;
વીર કહે સુણ શ્રેણિક તે નર, સિદ્ધિવધૂ-વર-કંત રે. સ૦૧૦

## [ ૧૪ ] શ્રી. સિદ્ધસ્તવન

[ રાગ માલકોશ : પ્રભુ ! તું હી તું હી ]

કરો શુદ્ધ સોહં શુદ્ધ સોહં, શુદ્ધ સોહં જાપ રે;
અભેદ ભાવે આતમા, પરમાત્મરૂપ પ્રકાશ રે. (ટેક)
શુદ્ધ કેવલ જ્ઞાન આતમ, પરમ દર્શન માન રે;
સૌખ્ય અવ્યાબાધ નિશદિન, ચરણ ક્ષાયિક જાણ રે. કરો.૧
સ્થિતિ અક્ષય શુદ્ધ આતમ, અનામિપણું ધાર રે;
અગુરુ લઘુ ગુણ શુદ્ધ આતમ, પૂર્ણ વીર્ય વિચાર રે. કરો. ૨
આઠ ગુણ સમૂહ જગમાં, શુદ્ધ આતમ રૂપ રે;
કર્મે બાંધ્યા ગુણ આઠે, એ વિભાવ વિરૂપ રે. કરો. ૩
જે વિભાવે કરે રમણતા, તે સંસારી ઠામ રે;
દૂર કરે પરભાવને તે, શુદ્ધ આતમરામ રે. કરો. ૪
શ્રી ચારિત્ર ને જ્ઞાન શુદ્ધિ, અન્ય શુદ્ધિ છેક રે;
એમ આઠે શુદ્ધ થાતાં, જીવ સિદ્ધ છે એક રે. કરો. ૫

### [૧૫] મારૂદેવા મોક્ષગમન પદ

(જબ તુમ હી ચલે પરદેશ લગા કર ઠેશ–એ રાગ)

જબ તૂહી ચલા પરદેશ, લેકર કે મુનિવેશ,
હો ઋષભ પ્યારા! અબ મેરા કૌન આધારા? (ટેક)
માતા હે પુત્ર વ પોતે હૈ, ધન દોલત રાજ્ય અનોખે હે,
કયા કમી રહી કયો છોડ દિયા યહ સારા અબ૦ ૧
નૃપ ચાર હજારકો સાથ લિયે, જ ગલમે જા ઉપવાસ કિયે,
વહા કેવલી હોકર મોહમલ્લકો મારા અબ૦ ૨
અબ તૂ તીર્થ કર નામી હુઆ,તીનલોકકેગાજયકારવામીહુઆ
તુ દુખી જગતકા એક હી બના સીતારા અબ૦ ૩
ફિર મેરી ખબર તો લીની નહી,
ઔર અપની ખબર ભી દીની નહી,
મૈ અધી હુઇ અબ કૌનહે નેક સહારા અબ૦ ૪
ઈસ ખલકમે કિસીકા કોઈ નહી,
યહ સબ સુપનેકી બાજી સહી,
અબ જાન લીયા નહી કિસીકા કોઈ આધારા અબ૦૫
યૂ બોલતી મારૂદેવા માઈ, કેવલી બન શિવપુર ગઈ ધાઈ,
કહે ચારિત્ર દર્શન ભાવસે ભવ નિસ્તારા અબ૦૬

### [૧૬] રાવણમંદોદરી ભક્તિપદ

[અખિયાં મિલાકે, જીયા ભરમાકે–એ રાગ]

પ્રભુજીની આગે, રૂમઝુમ નાચે, મંદોદરી રાણી .
એ... મંદોદરી રાણી

તાલલય સાથે, સૂરિલે અવાજે, લંકાની પટરાણી એ....
અષ્ટાપદ ગિરિવર છાજે, ત્યાં ચોવીશ જિનજી વિરાજે
ભરતે ભરાવ્યાં બિંબ સમનાસા રાજે. એ....પ્ર. ૧
રાવણ ત્યાં વગાડે વીણાં, રાણીજી નાચે પ્રવીણાં;
બન્યા તરબોળ બેઉ ભક્તિથી ભીનાં. એ....પ્ર. ૨
વીણા તાંત તડતડ તૂટી, રાવણે નસ જોડી ચૂંટી;
ભક્તિનું પાન કર્યું એમ ઘુંટી ઘુંટી એ....પ્ર. ૩
રાવણ એમ જિનવર થાશે, ભક્તિનો મહિમા ગવાશે;
ચારિત્ર દર્શન જ્ઞાન ન્યાય એ પ્રકાશે. એ....પ્ર. ૪

[ ૧૭ ] પદ

[ રૂમઝુમ રૂમઝુમ વરસે બાદલવા-એ રાગ ]

નિતનિત શુભ ચિત્ત વિનંતિ કરું છું, પૂરણ પ્રેમે સ્વામી;
પ્રભુ દિલ આવો આવો, પ્રભુ દિલ આવો. (ટેક)
મિથ્યા મતનો કચરો ફેંકી દૂર કર્યો; (૨)
નિર્મળ સમકિત જળથી જીવને શુદ્ધ કર્યો; (૨)
દિલડું છે ચોકખું રે, સુગંધી આનંદી. પ્રભુ૦ ૧
આદિઅનાદિ ત્રણ જગતના સ્વામી છો, (૨)
પરમેશ્વર પરમાતમ ગુણના કામી છો; (૨)
નથી મોહમાયા રે, વીતરાગ વીતદ્વેષ પ્રભુ૦ ૨
સર્વ જીવોના રક્ષક સૌને પ્યારા છો, (૨)
જન્મ મરણ ને રોગ શોકથી ન્યારા છો; (૨)
ચારિત્ર ને દર્શન રે, અરૂપી સ્વરૂપી. પ્રભુ૦ ૩

## [ ૧૮ ] આગીનાં ફૂલ-પદ

[ મારી વેણીમાં ચારચાર ફૂલ (૨)–એ રાગ ]

મારી આગીમા ચારચાર ફૂલ (૨)
મનડુ લોભાઈ બન્યુ મશગૂલ
એક ફૂલ જાણે મારા પ્રભુજીનું મુખડુ,
મઘમઘતું કમળનું ફૂલ,
એની વાણી મહેકે ત્રણે જગતમાં,
શાંતિ ભર્યું અણમૂલ મા૦ ૧
બીજુ ફૂલ જાણે મારા પ્રભુજીની આંખડી,
નમણું કુમુદનું ફૂલ,
એની અમીભરી દષ્ટિ પ્રકાશે,
ભવિદિલને અનુકૂલ. મા૦ ૨
ત્રીજુ ફૂલ જાણે મારા પ્રભુજીના હાથ છે,
મોઘેરુ જાસુદનું ફૂલ,
એની આશિષથી અનેક ઉગર્યા,
બાંધ્યો મુક્તિનો પુલ. મા૦ ૩
ચોથુ ફૂલ જાણે મારા પ્રભુજીના ચરણો,
સોહામણુ ગુલાબનુ ફૂલ;
ચારિત્રદર્શનની વાસને ફેલાવતા,
ત્રણે ભુવનમા અતુલ. મા૦ ૪

## [ ૧૯ ] ગોચરીની વિનતિ-પદ.

( આવો આવો દેવ મારા સુનાસૂના દ્વાર-એ રાગ )

આવો આવો વીર ! આવો મારા મંદિરમાં,
પધારો મારા અંતરમાં....(ટેક)
માતા ત્રિશલાના જાયા, દિક્કુમરી હુલરાયા;
ચોસઠ ઇંદ્રોથી પૂજાયા, ક્ષત્રિયકુંડના રાયા. પ૦ ૧
ક્રોધ માન માયાને મોડી, મોહ તમાચો ચોડી;
રાગદ્વેષની સાંકળ તોડી, દીક્ષા લીધી દોડી. પ૦ ૨
ભૂતળ વિચરે બની અણગારા, પાંચ મહાવ્રત ધારા;
આવો આવો નાથ અમારા, વિનવું મોહનગારા. પ૦ ૩
પાણી છાંટું ફૂલ બિછાવું, મોતીડે ચોક પુરાવું;
અક્ષતફળથી ગહુંલી ભરાવું, ઊભો ભાવના ભાવું. પ૦ ૪
આપ ચરણથી પાવન થઇએ, સમકિત વિરતિ લઈએ;
આપને પગલે પગલે જઇએ, મજા મોક્ષની લઇએ. પ૦ ૫
છે નિર્દોષ આ ભાત ને પાણી, બોલું આરજુ વાણી;
ધર્મલાભ દેજો ગુણખાણી, સાચી એહ કમાણી. પ૦ ૬
જીરણશેઠ એમ ભાવના ભાવે, અચ્યુત લોકે જાવે;
ચારિત્રદર્શન જ્ઞાન પ્રભાવે, મોક્ષની ચાવી લગાવે. પ૦ ૭

## [ ૨૦ ] રાજુલ પદ

[ મેં બનકી ચિડિયા બનકે...એ રાગ ]

ગિરનારકી જોગન બનકર, નેમ નેમ બો....લું....ગી.
મ નેમ ચરણકો પાકર દિલકો ખો....લું....ગી.

અપની નવ ભવકી પ્રીતિ, કયોં છોડી કયા હૈ ભીતી ?
તું રાજહંસ મમ રાજવંશ,
સુ કહે કર મેના જૈસી, હરદમ ઠોલુંગી ગિર૦

તું રાગી તો મૈં રાગી વીતરાગી તો વેરાગી,
જહાં નાથ નાથ વહાં સાથ સાથ,
ચારિત્ર સુદર્શન રાજુલ રસમે ઝીલુંગી ગિર૦

[ ૨૧ ] પૂર્ણાનંદઘન પ્રભુ

પ્રભુ મેરે તું સબ વાતે પૂરા, પરકી આશ કહા કરે પ્રીતમ !
એ કિણુ વાતે અધૂરા પ્રભુ૦ ૧
પરવશ બસત લહત પરતક્ષ દુઃખ, સબહિ બાસે સનૂરા,
નિજ ઘર આપ સંભાર ન પદા, મત મન હોય સનૂરા પ્રભુ ૨
પરસંગ ત્યાગ લાગ નિજ રંગે, આનંદ વેલી અંકૂરા,
નિજ અનુભવ રસ લાગે મીઠા, જ્યું ઘેબરમે છૂરા પ્રભુ ૩
અપને ખ્યાલ પલકમે ખેલે, કરે શત્રુકા ચૂરા,
સહજાનંદ અચલ સુખ પાવે, ધૂરે જગ જસ નૂરા પ્રભુ૦ ૪

( ૧ )

[ ૨૨ ] [ રાગ-કાફી તાલ-ત્રિતાલ ]

પ્રભુ જગજીવન જગબંધુ રે, સાંઈ સયાણો રે,
તારી મુદ્રાએ મન માન્યું રે, જુઠ ન જાણોરે

તું પરમાતમ! તું પુરુષોત્તમ!
વાલા મારા તું પરબ્રહ્મ સ્વરૂપી;
સિદ્ધિ સાધક સિદ્ધાંત સનાતન, તું ત્રય ભાવ સ્વરૂપી રે.
સાંઈ સયાણો રે તારી૦ ૧

તાહરી પ્રભુતા ત્રિહું જગમાં રે,
વા૦ પણ મુજ પ્રભુતા મોટી;
તું સરીખો માહરે મહારાજા,
માહરે નહિ કાંઈ ખોટ રે૦
સાં......૨

તું નિરદ્રવ્ય પરમપદવાસી,
વા. હું તો દ્રવ્યનો ભોગી;
તું નિરગુણ હું તો ગુણધારી,
હું કરમી તું અભોગી રે૦
સાં.......૩

તું તો અરૂપી ને હું રૂપી,
વા. હું રાગી તું નીરાગી;
તું નિરવિષ હું તો વિષધારી,
હું સંગ્રહી તું ત્યાગી રે૦
સાં......૪

તાહરે રાજ નથી કોઈ એહે,
વા. ચોદ રાજ છે માહરે;

માહરી લીલા આગળ જોતાં,
અધિકુ શું છે તાહરે રે,
સા ૫
પણ તુ મોટો ને હું છોટો,
વા ફોગટ ફુલ્યે શું થાય,
ખમજો એ અપરાધ અમારો,
ભક્તિ વશે કહેવાય રે,
સાં.. ૬
શ્રી શંખેશ્વર વામાનંદન,
વા ઉભા ઓલગ કીજે,
રૂપ વિબુધનો મોહન પભણે,
ચરણની સેવા દીજે રે,
સાંઈ સયાણો રે તારી ૭

[૨૩] (રાગ-બિહાગ તાલ-ત્રિતાલ)

દેખો માઈ આજ ઋષભ ઘર આવે
રૂપ મનોહર જગદાનંદન,
સબહીકે મન ભાવે દેખો માઈ ૧
કોઈ મુક્તાફળ થાળ વિશાળા,
કોઈ મણિ માણિક લાવે દેખો માઈ ૨
હય ગય રથ પાયક બહુ કન્યા,
પ્રભુજીકુ વેગે વધાવે દેખો માઈ ૩

શ્રી શ્રેયાંસ કુમાર દાનેશ્વર,
ઇક્ષુરસ વહોરાવે. દેખો સાંઈ. ૪
ઉત્તમ દાન દીયે અમૃત ફળ,
સાધુ કીર્ત્તિ ગુણ ગાવે. દેખો સાંઈ. ૫

[૨૪] ( રાગ–માઢ: તાલ–દીપ )

નિરંજન યાર મોહે કૈસે મિલેંગે?
દૂર દેખું મેં દરિયા ડુંગર;
ઊંચે બાદલ નીચે જમીયું તલે, નિ. ૧
ધરતીમેં ઢુંઢું તિહાં ન પીછાનું;
અગનિ વહુ તો, મેરી દેહ જલે. નિ. ૨
આનંદઘન કહે જશ સુનો બાતાં;
યેહિ મિલે તો મેરો ફેરો ટળે. નિ. ૩

[૨૫] ( રાગ–ધનાશ્રી : તાલ લાવણી )

ક્યારે મને મળશે મારો સંત સનેહી?
સંત સનેહી સૂરિજનપાખે, રાખે ધીરજ દેહી...
ક્યારે....૧
જનજન આગળ અંતરગતની, વાતલડી કહું કેહી?
ક્યારે....૨
આનંદઘન પ્રભુ વૈદ્ય વિયોગે, કેમ જીવે મધુ મેહી?
ક્યારે....૩

[૨૬] ( રાગ-કાલિંગડો • તાલ-ખેમટો )
ચાલ ચાલને કુંવર ચાલ, તારી ચાલ ગમે રે,
તુજ દિઠડા વિના મીઠડા મારા, પ્રાણ ભમે રે ચાલ ..૧
ખોળામાંહિ પડતુ મેલે, રીસે હમેરે,
માવડી વિના આવડુ ખુધુ, કોણ ખમે રે ચાલ ..૨
માતા વામા કહે મુખડુ જોતા, દુઃખ શમેરે,
લળી લળી ઉદયરત્ન પ્રભુ, તુજને નમે રે ચાલ ..૩

[૨૭] ( રાગ-ભેરવી તાલ-ખેમટા )
મીલાવના મીલાવના મીલાવના રે,
ગોડીજી કોટી દરશ મીલાવના
અનુભવ મેરા ભજ લે પ્રભુજી,
ઉન મોહે દરશ દેખાવના રે ગોડીજી ૧
અંતરયામી અંતર નીરખ્યો,
દો દરીશન સુખ પાવના રે ગોડીજી ૨
રામ વિબુધ કહે જિન પ્રભુ પ્યારા,
તનકા તાપ મીટાવાના રે ગોડીજી ૩

[૨૮] (રાગ—ઝીંઝોટી તાલ-ખેમટો )
રખે નાચતા પ્રભુજી આગે લાજ આણો,
લાજ વિણસે કાજ કેઈના,
કાળ અનંત જીવ અથડાણો. રખે. ૧
ઈન્દ્ર હિ નાચે ચન્દ્ર હિ નાચે,
નાચે વિદ્યાધર રાણો રખે ૨

રૂપચંદ કહે નાથ નિરંજન,

સાચો સદા એ સુખ જાણો. રખે....૩

[ ૨૯ ] (રાગ—સોહીની–પીલુ : તાલ–ત્રીતાલ )

નાવરિયા મેરા કૌન ઉતારે બેડા પાર;
યહ સંસાર–સમુદ્ર ગંભીરા, કિસ બિધ ઉતરૂંગા પાર ?
નાવરીયા. ૧
રાગ દ્વેષ દોય નદિયાં બહત હે, ભમર ફીરત ગતિ ચાર.
નાવરિયા. ૨
ઋષભદાસકો દરશન ચાહીએ, વિનતડી અવધાર.
નાવરિયા. ૩

સ્તવન

( રાગ—કેરવો—આશાગોડી )

પ્રભુ ભજલે મેરા દિલ રાજી પ્ર૦ એ ટેક
આઠ પહોરકી ચોસઠ ઘડીયા, દો ઘડીયા જીનસાજી. પ્ર૦ ૧
દાન પુન્ય કછુ ધર્મ કરલે, મોહ માયાકૂં ત્યાજી. પ્ર૦ ૨
આનંદઘન કહે સમજસમજલે, આખર ખોવેગા બાજી.પ્ર૦૩

## ગોડી પાર્શ્વનાથ સ્તવન (મુંબાઇ)

ગોડીજી ! તોરા ચરણકમલકી, હું ચાહું સેવા પ્યારી;
તો નાસે કર્મ કટારી,

ભવ ભ્રાંતિ મીટ ગઇ સારી. ગોડીજી૦ ૧

પ્રભુ ચોત્રીશ અતિશય ધારી,વાણી ગુણ પાંત્રીશ પ્યારી,
જિન શાસનકી બલિહારી ગોડીજી૦ ૨
પ્રભુ મુંબઈ નગરે બિરાજે, ભવિજીવના સંશય ભાંજે,
દૂર ભવ્ય અભવ્ય તે લાજે ગોડીજી૦ ૩
તુમે શિવપદના અધિકારી, વળી પરમાતમપદ ધારી,
કૈવલ શ્રી વરિયા પ્યારી ગોડીજી૦ ૪
હું દરશન કાજે આવ્યો, તુમ સેવામા મન ભાવ્યો;
ભવજલધિ તરવા આવ્યો ગોડીજી૦ ૫
હવે હાથ પ્રભુ મુજ ઝાલો, તું પ્રાણ થકી મુજ વહાલો,
મને અવિચલ સુખડા આલો, ગોડીજી૦ ૬
હું માસ રહ્યો ઈહા ધારી, મે કીધી સેવા તહારી,
તુજ દર્શનકી બલિહારી ગોડીજી૦ ૭
પ્રભુ વિજય મુક્તિના રસિયા,સવિ પાપપડલ દૂર ખસિયા,
મહારા હૃદયકમળમા વસિયા ગોડીજી૦ ૮
ઓગણીસે ચોસઠ જાણો, પોષ સુદિ પૂનમ વખાણો;
કહે કમલવિજય સુખ માણો ગોડીજી૦ ૯

## શ્રી. ઋષભદેવ સ્વામીની સ્તુતિઓ

આદિ જિનવર રાયા જાસ સોવન્ન કાયા,
મરુદેવી માયા ધોરી લંછન્ન પાયા;
જગત સ્થિતિ નિપાયા શુદ્ધ ચારિત્ર પાયા,
કેવલસિરિ રાયા મોક્ષનગરે સિધાયા. ૧
સવિ જિન સુખકારી મોહ મિથ્યા નિવારી,
દુર્ગતિ દુઃખ ભારી શોક સંતાપ વારી;
શ્રેણી ક્ષપક સુધારી કેવલાનંત ધારી,
નમીએ નરનારી જેહ વિશ્વોપકારી. ૨
સમવસરણે બેઠા લાગે જે જિનજી મીઠા,
કરે ગણપ-પઇઠ્ઠા ઇંદ્ર ચંદ્રાદિ દીઠા;
દ્વાદશાંગી વરિઠ્ઠા ગૂંથતાં ટાળે રિઠ્ઠા,
ભવિજન હોય હિઠ્ઠા દેખી પુણ્યે ગરિઠ્ઠા. ૩
સુર સમકિતવંતા જેહ ઋદ્ધે મહંતા,
જેહ સજ્જન સંતા ટાળીએ મુજ ચિંતા;
જિનવર સેવંતા વિઘ્ન વારો દુરંતા,
જિન ઉત્તમ થુણંતા પદ્મને સુખ દિંતા. ૪

[ ૨ ]

પ્રહ ઊઠી વંદુ, ઋષભદેવ ગુણવંત,
પ્રભુ બેઠા સોહે, સમવસરણ ભગવંત;
ત્રણ છત્ર બિરાજે, ચામર ઢાળે ઇંદ્ર,
જિનના ગુણ ગાવે, સુર-નર-નારી-વૃંદ.

[૩]

નોમ્યાદીશ કર્મોન્મુક્તમ્ ૧
સર્વજ્ઞા વો મુક્તિં રાન્તુ ૨
જૈન સૂક્ત તક્ષ્યાત્ કર્મ ૩
ગોવફ્ત્રો વ શ્રીભ્યો ભૂયાત્ ૪

## શ્રી. શાન્તિનાથ જિન-સ્તુતિ

શાન્તિ સુહકર સાહિબો, સયમ અવધારે,
સુમિનને ઘરે પારણું, ભવ પાર ઉતારે,
વિચરતા અવનીતલે, તપ ઉગ્ર વિહારે,
જ્ઞાન ધ્યાન એક તાનથી, તિર્યંચને તારે ૧

પાસ વીર વાસુપૂજ્ય ને, નેમ મલ્લિ કુમારી,
રાજ્ય વિહુણા એ થયા, આપે વ્રતધારી,
શાન્તિનાથ પ્રમુખા સવિ, લહી રાજ્ય નિવારી,
મલ્લિ નેમ પરણ્યા નહિ, બીજા ઘરબારી ૨

કનક કમલ પગલા ઠવે, જગ શાન્તિ કરીજે,
રયણ સિંહાસન બેસીને, ભલી દેશના દીજે,
યોગાવંચક પ્રાણીયા, ફલ લેતા રીઝે,
પુષ્કરાવર્તના મેઘમાં, મગશેલ ન ભીંજે ૩

કોડવદન શુક્રારૂઢા, શ્યામરૂપે ચાર,
હાથ બીજોરૂ કમલ છે, દક્ષિણ કર સાર,

જક્ષ ગરુડ વામ પાણીએ, નકુલાક્ષ વખાણે,
નિર્વાણીની વાત તો, કવિ 'વીર તે જાણે. ૪

[ ૨ ]

દદ્યાદર્હન્ શાન્તિઃ શાન્તિમ્. ૧
સાર્વસ્તોમં સ્તૌમ્યસ્તાઘમ્. ૨
સિદ્ધાન્તઃ સ્તાજ્જૈનો મુકત્યૈ. ૩
નિર્વાણી વો વિઘ્નં હન્યાત્. ૪

### શ્રી. નમિનાથ જિનસ્તુતિ

સુરઅસુરવંદિત પાયપંકજ, મયણ–મલ્લ–અક્ષોભિતં,
ઘન સુઘન શ્યામ શરીર સુંદર, શંખલંછન શોભિતં;
શિવાદેવી–નંદન ત્રિજગવંદન, ભવિક–કમલ–દિનેશ્વરં,
ગિરનારગિરિવર શિખર વંદુ, શ્રીનેમિનાથ જિનેશ્વરં. ૧

[ ૨ ]

નેમિ નાથં વન્દે બાઢમ્. ૧
સર્વે સર્વાઃ સિદ્ધિં દદ્યુઃ. ૨
જૈની વાણી સિદ્ધયૈ ભૂયાત્. ૩
કલ્યાણં મે દદ્યાદમ્બા. ૪

### શ્રી. શંખેશ્વર પાર્શ્વનાથની સ્તુતિ

શંખેશ્વર પાસજી પૂજીએ, નરભવનો લાહો લીજીએ;
મનવંછિતપૂરણસુરતરૂ, જય વામાસુત અલવેસરૂ. ૧

દોય રાતા જિનવર અતિભલા,દોય ધોલા જિનવર ગુણુનીલા;
દોય નીલા દોય શામલ કહ્યા,સોલે જિન કંચનવર્ણ લહ્યા ૨
આગમ તે જિનવર ભાખીયો, ગણુધર તે હૈડે રાખીયો,
તેહનો રસ જેણે ચાખીયો, તે હુવો શિવસુખ સાખીયો ૩
ધરણેંદ્રરાય પદ્માવતી, પ્રભુ પાર્શ્વતણા ગુણ ગાવતી,
સહુ સંઘના સંકટ ચૂરતી, નયવિમલના વંછિત પૂરતી ૪

## શ્રી. પાર્શ્વનાથ જિન-સ્તુતિ

પાસજિણુંદા વામાનંદા જબ ગરભે ફલી,
સુપના દેખે અર્થ વિશેષે કહે મઘવા મલી,
જિનવર જાયા સુર હુલરાયા હુઆ રમણી પ્રિયે,
નેમિરાજી ચિત્ર વિરાજી વિલોકિત વ્રત લીએ ૧
વીર એકાકી ચાર હજારે દીક્ષાધુર જિનપતિ
પાસ ને મલ્લિ ત્રયશત સાથે બીજા સહસે વ્રતી,
ષટ સત સાથે સંયમ ધરતા વાસુપૂજ્ય જગધણી,
અનુપમ લીલાજ્ઞાન રસીલા દેજો સુજને ઘણી ૨
જિન મુખ દીઠી વાણી મીઠી સુરતરુ વેલડી,
દ્રાક્ષ વિહાસે ગઈ વનવાસે પીલે રસ શેરડી;
સાકર સેતી તરણા લેતી મુખે પશુ ચાવતી,
અમૃત મીઠું સ્વર્ગે દીઠું સુરવધૂ ગાવતી ૩
ગજમુખ દક્ષો વામન યક્ષો મસ્તકે ફણાવલી,
ચાર તે બાહી કચ્છપ વાહી કાયા જસ શામલી,

સ્યાદ્વાદ નય નિક્ષેપ ભંગી, દ્રવ્ય ગુણુનો સાગરો,
શ્રીવીર વાણીબોધ સહુનો, કર્મમલ દૂરે કરો. ૩

કડ કડડ ભૂસ્ ફડડાક્ ફરી, ભડવીર ભૈરવ ચૂરતો,
ધમ ધમ અવાજે ચાલતો, જિન-ભક્ત પડયા પૂરતો;
ચારિત્ર દર્શન વિઘ્નભંજન, ધર્મરક્ષા તત્પરો,
માણિભદ્રજી કલ્યાણમાલા, સંઘને કંઠે ધરો. ૪

## શ્રીપર્યુષણની સ્તુતિ.

પુન્યનું પોષણ પાપનું શોષણ, પર્વ પજુસણ પામીજી,
કલ્પ ઘરે પધરાવો સ્વામી, નારી કહે શિર નામીજી;
કુંવર ગજવર ખંધ ચઢાવી, ઢોલ નિશાન વજડાવોજી,
સદ્ગુરુ સંગે ચઢતે રંગે, વીરચરિત્ર સુણાવોજી. ૧

પ્રથમવખાણ ધર્મસારથીપદ, બીજે સુપનાં ચારજી,
ત્રીજે સુપનપાઠક વળી ચોથે, વીરજન્મ અધિકારજી;
પાંચમે દીક્ષા છઠ્ઠે શિવપદ, સાતમે જિન ત્રેવીશજી,
આઠમે થવિરાવલી સંભળાવો, પિઉડા પૂરો જગીશજી. ૨

છઠ્ઠ અઠ્ઠમ અઠ્ઠાઈ કરીજે, જિનવર ચૈત્ય નમીજેજી,
વરષિ પડિક્કમણું મુનિવંદન, સંઘ સયળ ખામીજેજી,
આઠ દિવસ લગે અમર પ્રભાવના, દાન સુપાત્રે દીજેજી,
ભદ્રબાહુ ગુરુવયણ સુણીને, જ્ઞાનસુધારસ પીજેજી. ૩

તીરથમાં વિમલાચલ ગિરિમાં, મેરુમહીધર જેમજી,
મુનિવરમાંહે જિનવર મોટા, પરવ પજૂસણ તેમજી,
અવસર પામી સાહમ્મિવચ્છલ, બહુ પકવાન વડાઈજી,
ખીમાવિજયજિન દેવીસિદ્ધાઈ,
દિનદિન અધિક વધાઈજી ૪

[ ૨ ]

પર્વ પજુસણ પુણ્યે કીજે, અભયદાન જીવોને દીજે,
જિન વીરને પૂજીજે,
ચૈત્યેચૈત્યે ઈશ નમીજે, મુનિગણને વિધિશું વાંદીજે,
છઠ્ઠ અઠ્ઠમ તપ કીજે,
જ્ઞાન પૂજીને કલ્પ સુણીજે, સાધર્મિકભક્તિ વિરચીજે,
ખમતખામણાં કીજે,
સંવત્સરી પડિક્કમણું કીજે, સિદ્ધાયિ ચારિત્રદર્શન રીઝે,
નરભવલ્હાવો લીજે ૧

શ્રી સિદ્ધચક્રની સ્તુતિ

સિદ્ધચક્ર નમી પૂજી શુણિયે, અરિહંતાદિક નવ પદ ગણિયે,
શ્રીપાલચરિત્ર સદા સુણિયે, વિમલેસર વીર વિઘન હણિયે ૧

[ ૨ ]

સિદ્ધચક્ર આરાધો, સાધો વંછિત કાજ,
અરિહંતાદિક પદ, સેવ્યાથી શિવરાજ,

ચઉક્કર પ્રૌઢા નાગારૂઢા દેવી પદ્માવતી,
સોવન કાંતિ પ્રભુ ગુણગાતિ વીર ઘરે આવતી. ૪

[ ૨ ]

પાર્શ્વો નાથો જિયાન્નિત્યમ્. ૧
સાર્વઃ સંઘો દદ્યાચ્છં સે. ૨
અર્હદ્વાક્યં સિદ્ધિં દદ્યાત્. ૩
ભદ્રં નિત્યં દેયાત પદ્મા. ૪

## શ્રી. મહાવીરસ્વામીની સ્તુતિ

જય જય ભવિ હિતકર, વીર જિનેશ્વર દેવ,
સુરનરના નાયક, જેહની સારે સેવ;
કરુણા-રસ-કંદો, વંદો આણંદ આણી,
ત્રિશલાસુત સુંદર, ગુણમણિ કેરો ખાણી. ૧
જસ પંચ કલ્યાણક, દિવસ વિશેષ સુહાવે,
પણ થાવર નારક, તેહને પણ સુખ થાવે;
તે ચ્યવન જનમ વ્રત, નાણ અને નિર્વાણ,
સવિ જિનવર કેરાં, એ પાંચે અહિઠાણ. ૨
જિહાં પંચ સમિતિયુત, પંચ મહાવ્રત સાર,
જેહમાં પરકાશ્યા, વલી પાંચે વ્યવહાર;
પરમેષ્ઠી અરિહંત, નાથ સર્વજ્ઞ ને પાર,
એહ પંચ પદે લહ્યો, આગમ અર્થ ઉદાર. ૩

માતંગ સિદ્ધાઈ, દેવી જિનપદ સેવી,
દુઃખ દુરિત ઉપદ્રવ, જે ટાલે નિતમેવી,
શાસન સુખદાઈ, આઈ સુણો અરદાસ,
શ્રી જ્ઞાનવિમલ ગુણ, પૂરો વંછિત આસ ૪

[૨]

વીરં દેવં નિત્યં વન્દે ૧
જૈના પાદા યુષ્માન્ પાન્તુ ૨
જૈનં વાક્યં ભૂયાદ્ ભૂત્યૈ ૩
સિદ્ધા દેવી દદ્યાત્ સૌખ્યમ્ ૪

[૩]

સર હરરર ખલલલ પ્રસંગ્ છબ છબ, નવણ જલ કોડા મલ્યો,
ખણુ ખણુણુ તોડ ત્રોડ તણુક ટન્ ટન્ઘોપ કલશાઓ તણો
સુર સંઘ નાચે છણુણુ છુમ છુમ, રણુણુ ઝુ ઝુ જય કરો,
એ વીર વિભુનો જન્મઉત્સવ, જગતનું મંગલ કરો ૧
પિપિ પીત્ પુ પૂ પૂ તણુણુ તિતી ભણુણુ ભુ ભૂ વાગતા,
ધપ ખણુણુ ખલભલ તડાર્ ધી ધ્રી ધડાક્ ધૂ ધૂ ગાજતા,
જય જય સુનન્દા જયઉ ભદ્દા જયઉ ખત્તીઅ બાલધરો,
ચોવીસ જિનનો દીક્ષા ઉત્સવ, શાંતિ સદ્ગુણ પાવરો ૨
ગમ સારી ધપની દું તિણિ તૂ, વીણ વાગે સુસ્વરે,
ધા ધા તતદ્ ધી ધપમ ધો ધ્રોં, દેવ વાજાં અનુસરે,

સ્યાદ્વાદ નય નિક્ષેપ ભંગી, દ્રવ્ય ગુણુનો સાગરો,
શ્રીવીર વાણીપોષ સહુનો, કર્મમલ દૂરે કરો. ૩

કડ કડડ્ ભૂસ્ કડડાક્ કરી, ભડવીર ભૈરવ ચૂરતો,
ધમ ધમ અવાજે ચાલતો, જિન–ભક્ત પડયા પૂરતો;
ચારિત્ર દર્શન વિઘ્નભંજન, ધર્મરક્ષા તત્પરો,
માણિભદ્રજી કલ્યાણમાલા, સંઘને કંઠે ધરો. ૪

## શ્રીપર્યુષણની સ્તુતિ.

પુન્યનું પોષણ પાપનું શોષણ, પર્વ પજુસણ પામીજી,
કલ્પ ઘરે પધરાવો સ્વામી, નારી કહે શિર નામીજી;
કુંવર ગજવર ખંધ ચઢાવી, ઢોલ નિશાન વજડાવોજી,
સદ્‌ગુરુ સંગે ચઢતે રંગે, વીરચરિત્ર સુણાવોજી. ૧

પ્રથમવખાણ ધર્મસારથીપદ, બીજે સુપનાં ચારજી,
ત્રીજે સુપનપાઠક વળી ચોથે, વીરજન્મ અધિકારજી;
પાંચમે દીક્ષા છઠ્ઠે શિવપદ, સાતમે જિન ત્રેવીશજી,
આઠમે થવિરાવલી સંભળાવો, પિઉડા પૂરો જગીશજી. ૨

છટ્ઠ અટ્ઠમ અટ્ઠાઈ કરીજે, જિનવર ચૈત્ય નમીજેજી,
વરષિ પડિક્કમણું મુનિવંદન, સંઘ સયળ ખામીજેજી,
આઠ દિવસ લગે અમર પ્રભાવના, દાન સુપાત્રે દીજેજી,
ભદ્રબાહુ ગુરુવયણ સુણીને, જ્ઞાનસુધારસ પીજેજી. ૩

તીરથમા વિમલાચલ ગિરિમા, મેરુમહીધર જેમજી,
મુનિવરમાહે જિનવર મોટા, પરવ પજુસણ તેમજી,
અવસર પામી સાહમ્મિવચ્છલ, બહુ પકવાન વડાઈજી,
ખીમાવિજયજિન દેવીસિદ્ધાઈ,
દિનદિન અધિક વધાઈજી ૪

[ ૨ ]

પર્વ પજુસણ પુણ્યે કીજે, અભયદાન જીવોને દીજે,
જિન વીરને પૂજીજે,
ચૈત્યચૈત્યે ઈશ નમીજે, મુનિગણને વિધિશુંવાદીજે,
છઠ્ઠ અઠ્ઠમ તપ કીજે,
જ્ઞાન પૂજીને કલ્પ સુણીજે, સાધર્મિકભક્તિ વિરચીજે,
ખમતખામણા કીજે,
સંવત્સરી પડિક્કમણું કીજે, સિદ્ધાયિ ચારિત્રદર્શન દીજે,
નરભવલ્હાવો લીજે ૧

શ્રી સિદ્ધચક્રની સ્તુતિ

સિદ્ધચક્ર નમી પૂજી ગુણિયે, અરિહંતાદિક નવ પદ ગણિયે,
શ્રીપાલચરિત્ર સદા સુણિયે, વિમલેસર વીર વિઘ્ન હણીયે ૧

[ ૨ ]

સિદ્ધચક્ર આરાધો, સાધો વંછિત કાજ,
અરિહંતાદિક પદ, સેવ્યાથી શિવરાજ,

ઈમ આગમમાંહી, સિદ્ધયંત્ર શિરતાજ,
વિમલસેર પૂરે પદ્મ વાંછિત તુમે આજ. ૯

[ ૩ ]

અરિહંત નમો વળી સિદ્ધ નમો,
આચારજ વાચક સાહુ નમો;
દર્શન જ્ઞાન ચારિત્ર નમો,
તપ એ સિદ્ધચક્ર સદા પ્રણમો. ૧
અરિહંત અનંત થયા થાશે,
વળી ભાવનિક્ષેપે ગુણ ગાશે;
પડિક્કમણાં દેવવંદન વિધિશું,
આંબિલ તપ ગણણું ગણુ વિધિશું. ૨
છ રી પાળીને જે તપ કરશે,
શ્રીપાલ તણી પેરે ભવ તરશે;
સિદ્ધચક્રને કુણ આવે તોલે,
એહવા જિનઆગમ ગુણ બોલે. ૩
સાડાચાર વરસે એ તપ પૂરો,
એ કર્મવિદારણ તપ શૂરો,
સિદ્ધચક્રને મનમંદિર થાપો,
નય વિમલેસર વર આપો. ૪

### શ્રી. સીમંધર જિન-સ્તુતિ

શ્રી સીમંધર જિનવર, સુખકર સાહિબ દેવ,
અરિહંત સકલની, ભાવ ધરી કરું સેવ;

સકલાગમપારગ, ગણધરભાષિત વાણી,
જયવંતી આણા, જ્ઞાનવિમલ ગુણ ખાણી ૧

[ ૨ ]

મહાવિદેહક્ષેત્રે શ્રીમંધરસ્વામી, સોનાનું સિંહાસનજી,
રૂપાના ત્યાં છત્ર બિરાજે, રત્નમણિના દીવા દીપેજી,
કુંકમવર્ણી ત્યાં ગહુલી બિરાજે, મોતીના અક્ષત સારજી,
ત્યાં બેઠા શ્રીમંધર સ્વામી, બોલે મધુરી વાણીજી,
કેશર ચંદન ભર્યા કચોળા, કસ્તૂરી બરાસેજી,
પહેલી રે પૂજા અમારી હોજે, ઊગમતે પરભાતેજી ૧

શ્રી શત્રુંજય તીર્થની સ્તુતિ

શત્રુંજય મંડણ, ઋષભ જિણંદ દયાલ,
મરુદેવાનંદન, વંદન કરું ત્રણ કાલ,
એ તીરથ જાણી, પૂરવ નવાણું વાર,
આદીશ્વર આવ્યા, જાણી લાભ અપાર. ૧
ત્રેવીશ તીર્થંકર, ચઢીયા ઈણ ગિરિરાય,
એ તીરથના ગુણ, સુર-અસુરાદિક ગાય,
એ પાવન તીરથ, ત્રિભુવન નહિ તસ તોલે,
એ તીરથના ગુણ, શ્રીમંધર મુખ બોલે ૨
પુંડરીકગિરિ મહિમા, આગમમાં પ્રસિદ્ધ,
વિમલાચલ ભેટી, લહિયે અવિચલ રિદ્ધ,
પંચમી ગતિ પહોચ્યા, મુનિવર કોડાકોડ,

એણે તીરથ આવી, કર્મ વિપાક વિછોડ. ૩
શ્રી શત્રુંજય કેરી, અહોનિશ રક્ષાકારી,
શ્રી આદિ જિનેશ્વર-આણ હૃદયમાં ધારી;
શ્રી સંઘ વિઘનહર, કવડ જક્ષ ગણભૂર,
શ્રી રવિબુધસાગર, સંઘનાં સંકટ ચૂર. ૪

## [ ૨ ] શ્રી. રાયણ પગલાંની સ્તુતિ

શ્રીશત્રુંજયે આદિ જિન આવ્યા, પૂર્વ નવાણું વારજી,
અનંત લાભ ઈહાં જિનવર જાણી, સમોસર્યા નિરધારજી;
વિમલગિરિવર મહિમા મોટો, સિદ્ધાચલ ઈણે ઠામજી,
કાંકરે કાંકરે અનંત સિધ્યા, એકસો ને આઠ ગિરિ નામજી.૧

## [ ૩ ] શ્રી: પુંડરીક સ્વામીની-સ્તુતિ.

પુંડરીક ગણધર પાય પ્રણમીજે, આદીશ્વર જિનચંદાજી;
નેમિ વિના ત્રેવીશ તીર્થંકર, ગિરિ ચઢીયા આણંદાજી;
આગમમાંહે પુંડરિકમહિમા, ભાખ્યો જ્ઞાનદિણંદાજી;
ચૈત્રીપૂનમદિન દેવી ચક્રેશ્વરી, સૌભાગ્ય દો સુખકંદાજી. ૧૧

## શ્રી. અધ્યાત્મની સ્તુતિ.

ઊઠી સવેરા સામાયિક લીધું, પણ બારણું નવિ દીધુંજી,
કાળો કૂતરો ઘરમાં પેઠો, ઘી સઘળું તેણે પીધુંજી;
ઊઠોને વહુઅર આળસ મૂકી, એ ઘર આપ સંભાળોજી,
નિજપતિને કહો વીરજિન પૂજી,સમકિતને અજુઆળોજી.

બટે ખિલારે ગડપ ગડપાવી, ઉત્રોઠ સર્વે ત્રોડીજી,
ચંચળ છયા વાર્યા ન રહે, ત્રાક ભાગીને માળ તોડીજી,
તેહ વિના રેંટિયો નવિ ચાલે, મૌન ભલું કેને કહીએજી,
ઋષભાદિક ચોવીશ તીર્થંકર,જપીએ તો સુખ લહીએજી ૨

ઘર વાશીદું કરોને વહુઅર, ટાળો ઓજીસાળુજી,
ચોરટો એક કરે છે હેરુ, ઓરડે દ્યોને તાળુજી,
લબકે પ્રાહુણા ચાર આવ્યા છે, તે ઊભા નવિ રાખોજી,
શિવપદ સુખ અનંતા લહિએ, જો જિનવાણી ચાખોજી ૩

ઘરનો ખૂણો કોણુ ખણે છે, વહુ તમે મનમા લાવોજી,
પહેલે પહોરે પ્રીતમ પોઢયા, પ્રેમ ધરીને જગાવોજી,
ભાવપ્રભુસૂરિ કહે નહિ એ કથલો,અધ્યાતમ ઉપયોગીજી,
સિદ્ધાયિકાદેવી સાન્નિધ્ય કરેવી,સાધે તે શિવપદ ભોગીજી ૪

[૨] શ્રી અધ્યાત્મ-સ્તુતિ

જોવનવાટી ફૂલડે છાઈ, છાબ ભરી હુ લાવુંજી,
ફૂલ જ લાવું ને હાર ગુંથાવું, પ્રભુકંઠે સોહાવુંજી,
ઉપવાસ કરુ તો ભૂખ જ લાગે, શીતું પાણી નવિ ભાવેજી,
આંબેલ કરુ તો લૂખુ ન ભાવે, નીવીએ દૂધ્યા આવેજી ૧
એકાસણુ કરુ તો ભૂખે ન રહી શકુ, સુખે ખાઉં ત્રણ ટંકજી
સામાયિક કરુ તો બેસી ન શકુ, નિંદા કરુ સારી રાતજી;
દેરે જાઉં તો ખોટી થાઉ, ઘરનો ધંધો ચૂકુજી,
દાન દઉં તો હાથ જ ધ્રુજે, હવે કંપ વછુટેજી. ૨

જીવને જમડાનું તેડું આવ્યું, સર્વ મેલીને ચાલ્યો જી;
રહોરહો જમડાજી આજનો દહાડો, શેત્રુંજે જઈને આવુંજી;
શેત્રુંજે જઈને દ્રવ્ય જ ખરચું, મોક્ષમાર્ગ હું માગુંજી;
ઘેલા જીવડા ઘેલું શું બોલે, એટલા દિવસ શું કિધુંજી. ૩
જાતે જે જીવે પાછળ ભાતું, શું શું સાથે આવેજી;
કાચી કુલેર ખોખરી હાંડી, કાષ્ઠના ભારા સાથેજી;
જ્ઞાનવિમલસૂરિ એણીપરે ભાખે, ધ્યાવો અધ્યાત્મ ધ્યાનજી;
ભાવભક્તિશું જિનજીને પૂજો; સમકિતને અજવાળોજી. ૪

[ ૧ ]

## વૈરાગ્ય વિષયક પદ.

કહાં કરું મંદિર કહાં કરું દમરા ?
ન જાનું કહાં ઊડ બેઠેગા ભમરા;
જોરી જોરી ગએ છોરી દુમાલા,
ઊડ ગએ પંખી પડ રહ્યા માલા. કહાં૦ ૧

પવનકી ગઠરી મેં કૈસે ઠરાઉં ?
ઘર ન બસત આય બઠે બટાઉ;
અગ્નિ બુઝાની કાહેકી ઝારા ?
દીપ છીપે તબ કૈસા ઉજારા ? કહાં૦ ૨

ચિત્રકે તરુવર કબહુ ન મોરે,
માટીકા ઘોરા કેતેક દોરે;
ધુંએકી દેરી તૂરઠા થંભા,
ઉહાં બોલે હંસા દેખો અચંભા, કહાં૦ ૩

ફિર ફિર આવત જાત ઉસાસા,
સાંપરે તારેકા કૈસા વિશ્વાસા;
યા દુનિયાકી જૂઠી હૈ યારી,
જૈસે બનાઈ બાજીગર બારી. કહાં૦ ૪

પરમાતમ અવિચલ અવિનાસી,
સોહે શુદ્ધ પદમપદવાસી,
વિનય કહે વે સાહિબ મેરા,
ફિર ન કરુ આ દુનિયામે ફેરા કહો૦ ૫

## [ ૨ ] પરભાવમા લગની

જીઉ લાગી રહ્યો પરભાવમે (ટેક)
સહજ સ્વભાવ લિખે નહિ અપનો,
પડિયો મોહ જ જાલમે જી૦ ૧
વછે મોક્ષ કરે નહિ કરની, ડોલત મમતા વાઉમે,
ચહે અ ધ જ્યું જલનિધિ તરવો, બેઠો કાણી નાઉમે જી ૨
અરતિ પિશાચી પરવશ રહેતો, ખિન હું ન સમર્યો આઉમે,
આપ બચાય સકત નહિ મૂરખ, ઘોર વિષયકે ઘાઉમે જી ૩
પૂરવ પુણ્યધન સબહિ ગ્રસત હે, રહત ન મૂલ વટાઉમે,
તામે તુજ કૈસી બની આવે, નય વ્યવ્હારકે દાઉમે જી ૪
જસ કહે અબ મેરો મન લીનો, શ્રીજિનવરકે પાઉમે,
યાહિ કલ્યાણ-સિદ્ધિકો કારન, જ્યું વેધક રસ ધાઉમે જી ૫

## [ ૩ ] પ્રભુભજન

ભજન બિનુ જીવિત જૈસે પ્રેમ, મલિન મ દમતિ ડોલત ઘરઘર
ઉદર ભરનકે હેત ભજન૦ ૧

કુમુંખ વચન બકત નિત નિંદા, સજ્જન સકલ દુઃખ દેત;
કબહું પાપકો પાવત પસો, ગાઢ ધુરિમેં દેત. ભજન૦ ૨

શુરુ બ્રહ્મન અચુત જન સજ્જન, જાત ન કવણુ નિવેત;
સેવા નહીં પ્રભુ તેરી કબહું, ભુવન નીલકો ખેત. ભજન૦૩

કથે નહીં ગુન ગીત સુજસ પ્રભુ, સાધનદેવ અનેત;
રસના રસ બિગારો કહાં લોં, બુડત કુટુંબ સમેત ભજન૦૪

## [૪] મનઃસ્થિરતા

જબ લગ આવે નહિ મન ઠામ,
તબ લગ કષ્ટ ક્રિયા સવિ નિષ્ફલ,
જ્યોં ગગને ચિત્રામ. જબ૦ ૧

કરની બિન તું કરે રે મોટાઇ, બ્રહ્મવતી તુજ નામ;
આખર ફલ ન લહેગો જ્યોં જગ,
વ્યાપારી બિનુ દામ. જબ૦ ૨

મુંડ મુંડાવત સબહિ ગડરિયા, હરિણુ રોઝ વન ધામ;
જટાધર વટ ભસ્મ લગાવત,
રાસભ સહતુ હે ઘામ. જબ૦ ૩

એતે પર નહિ યોગકી રચના, જો નહિ મન વિશ્રામ;
ચિત્ત અંતર પરકે છલ ચિતવી,
કહાં જપત મુખ રામ. જબ૦ ૪

વચન કાય ગોપે દૃઢ ન રહે, ચિત્ત તરંગ લગામ,
તામેં તું ન લહે શિવ-સાધન,
જિઉ કણુ સુને ગામ જબ૦ ૫

જ્ઞાન ધરો કરો સંજમ કિરિયા, ન ફિરાવો મન ઠામ,
ચિદાનંદ-ઘન સુજસ વિલાસી,
પ્રગટે આતમરામ જબ૦ ૬

## [ ૫ ] સાચો જૈન

જૈન કહો ક્યું હોવે, પરમગુરુ! જૈન કહો ક્યું હોવે?
ગુરુ ઉપદેશ બિના જન મૂઢા, દર્શન જૈન વિગોવે
પરમગુરુ! જૈન કહો ક્યુ હોવે? (ટેક૦) ૧

કહત કૃપાનિધિ સમ-જલ ઝીલે, કર્મ મયલ જો ધોવે,
બહુલ પાપ મલ અંગ ન ધારે, શુદ્ધ રૂપ નિજ જોવે પરમ૦ ૨

સ્યાદ્વાદ પૂરન જો જાને, નયગર્ભિત જસ વાચા,
ગુન પર્યાય દ્રવ્ય જો બૂઝે, સોઈ જૈન હે સાચા. પરમ૦ ૩

ક્રિયા મૂઢમતિ જો અજ્ઞાની, ચાલત ચાલ અપૂઠી,
જૈન દશા ઉનમે હિ નાહી, કહે સો સબહિ જૂઠી પરમ૦ ૪

પર પરિણતિ અપની કર માને, કિરિયા ગર્વે ગહિલો,
ઉનકું જૈન કહો ક્યું કહિએ, સો મૂરખમેં પહિલો પરમ૦ ૫

જૈન ભાવ જ્ઞાનિમાહી સબ, શિવ સાધન સદ્દહિએ;
નામે વેષશું કામ ન સીઝે, ભાવ ઉદાસે રહિએ પરમ૦ ૬

જ્ઞાન સકલ નય સાધન સાધો, ક્રિયા જ્ઞાનકી દાસી;
ક્રિયા કરત ધરતુ હે મમતા, યાહિ ગલેમેં ફાંસી. પરમ૦૭

ક્રિયા બિના જ્ઞાન નહિ કબહું, ક્રિયા જ્ઞાન બિનુ નાંહી;
ક્રિયા જ્ઞાન દોઉ મિલત રહત હે,
જ્યોં જલ રસ જલમાંહી. પરમ૦૮

ક્રિયા મગનતા બાહિર દીસત, જ્ઞાનશકિત જસ ભાંજે;
સદ્‌ગુરુ શિખ સુને નહિ કબહું,
સો જન જનતેં લાજે. પરમ૦ ૯

તત્ત્વબુદ્ધિ જિનકી પરિણતિ હે, સકલ સૂત્રકી કૂંચી;
જગ જસ વાદ વદે ઉનહીકો;
જૈન દશા જસ ઊંચી. પરમ૦ ૧૦

[ ૬ ] સાંઈની દયા

[ કવાલી ]

સાંઈ શું દિલ લગા પ્રાની, નિસાનું પર નથાબાની;
કચ્ચે ઘટ જલ ભર્યા જૈસા, ભરું સા પિંડકા તૈસા. સાં. ૧

ઓરત ઓર મહેલ કયા કરના, છોર કર એક દિન મરના;
તેરા નહીં કોઈ કિસી બાતે, ચલેગા એકિલા રાતે. સાં. ૨

સાંઈકું યાદ કર હરદમ્મ, પ્રભુસે સું મિલોંગે તમ્મ;
સાંઈ હર રે દિલ પેઠે, સદા શુભવીર વર બેઠે. સાં. ૩

[૭] ગુરૂપદ

અબધૂ સો જોગી ગુરૂ મેરા, ઈનપદકા કરો રે નિવેરા ટેક
તરુવર એક મુલબિન છાયા, બિન ફૂલે ફલ લાગ્યા,
આશાપત્ર નહિ કુચ્છ ઉનકું, અમૃત ગગને લાગ્યા અ ૧
તરુવર એક પખી દોઉ બેઠે, એક ગુરુ એક ચેલા,
ચેલેને જુગચુનચુન ખાયા, ગુરુ નિરતર ખેલા અ ૨
ગગન મડલમા અધબિચ કૂવા, ઉહાહૈ અમીકા વાસા,
સગુરુ હોવે સો ભરભર પીવે નગુરા જાવે પ્યાસા અ ૩
ગગન મડલમે ગોવા બિહાની, ધરતી દૂધ જમાયા,
માખન થાસો વિરલા પાવે, છાસ જગત ભરમાયા આ ૪
થડ બિન પત્ર પત્ર બિન તુબા, બિન જિભા ગુણ ગાયા,
ગાવન વાલેકા રૂપન દેખા, સુગુરુ સોહિ બતાયા. આ ૫
આતમ અનુભવ બિન નહી જાને,અ તર જ્યોતિ જગાવે,
ઘટ અતર પરખે સો મૂરત, આનદઘન પદ પાવે

[૮] ગુહ્જ્ઞાન પદ

અબધૂ ઐસો જ્ઞાન બિચારી, વામે કૌન પુરુષ કૌન નારી ટેક
બહમનકે ઘર ન્હાતિ ધોતિ, જોગી કે ઘર ચેલી,
કલમા પઢપઢ ભઈ રે તુરકડી. આપહી આપ એકેલી અ ૧
સસરો હમારો બાલો ભોલો, સાસૂ બાલ કુવારી,
પીયુજી હમારો પ્હોઢે પારણીએ,તો મે હુલાવન હારી અ ૨

નહીં હુ પરણી નહીં હું કુંવારી, પુત્ર જણાવન હારી,
કાલી ડાઢી કો મેં કોઈ ન છોડયો, હજુએ હું બાલ કુંવારી.૩
અઠી દ્વીપમેં ખાટ ખટુલી, ગગન ઓશીકું તલાઈ,
ધરતીકો છેડો આભ પીછોડી, તોભી ન સોડ ભરાઈ. અ.૪
ગગન મંડલ મેં ગૌવા વિહાણી, વસૂધા દૂધ જમાઈ,
સૌ સુનોભાઈ વલોણું વલોવે, તત્ત્વ અમૃત કો પાઇ. અ.પ
ન જાઉં સુસરાલ કે ન પીયરીએ, પીયુજી સેઝ બિછાઈ,
આનંદઘન કહે સુનો ભાઈ સાધુ,જયોતસે જયોત મિલાઈ.૬

## [૯] અવસર પદ

( રાગ–આશાવરી : તાલ–ત્રીતાલ )

બેર બેર નહિં આવે, અવસર બેરબેર નહિ આવે,
જ્યું જાણે ત્યું કરલે ભલાઇ, જનમ જનમ સુખ પાવે. અ.૧
તન ધન જોબન સબહિ જુઠો, પ્રાણ પલકમેં જાયે,
તન છૂટે ધન કૌન કામકો, કાહિકુ કૃપણ કહાવે. અ.૨
જાકે દિલમેં સાચ બસત હે, તાકું જૂઠ ન ભાવે,
આનંદઘન પ્રભુ ચલતપન્થમેં,સમરી સમરી ગુણ ગાવે.અ.૩

## [૧૦] અમરતા પદ

( રાગ, આશાવરી અથવા સારંગ )

અબ હમ અમરભયે ન મરેંગે;
યાકારણ મિથ્યાત દીયો તજ, ક્યુંકર દેહ ધરેંગે.
અબ૦ ૧

રાગ દ્વેષ જગ બંધ કરત હૈ, ઇનકો નાશ કરેંગે;
મર્યો અનંત કાલ તે પ્રાની, સો હમ કાલ હરેંગે.
અબ૦ ૨

દેહ વિનાશી હું અવિનાશી, અપની ગતિ પકરેંગે,
નાશી જાશી હમ થિર વાસી, ચોખે વ્હે નિખરેંગે
અબ૦ ૩

મર્યો અનંત વાર બિન સમજ્યો, અબ સુખદુ:ખ વિસરેંગે,
આનંદઘન નિપટ નિકટ અક્ષરદો, નહિ સમરે સો મરેંગે.
અબ૦ ૪

## [ ૧૧ ] આશા પદ
(રાગ—આશાવરી)

આશા ઓરનકી ક્યા કીજે, જ્ઞાન સુધારસ પીજે,
ભટકે દ્વારદ્વાર લોકનકે, કૂકર આશા ધારી,
આતમ અનુભવ રસકે રસીયા, ઉતરે ન કબહુ ખુમારી
આ૦ ૧

આશા દાસીકે જે જાયે, તે જન જગકે દાસા,
આશા દાસી કરે જે નાયક, લાયક અનુભવ પ્યાસા,
આ૦ ૨

મનસા પ્યાલા પ્રેમમસાલા, બ્રહ્મ અગ્નિ પરજાલી,
તનભઠી અટવાઇ પીયેકસ, જાગે અનુભવ લાલી
આ૦ ૩

આગમ પીયાલા પીવો મતવાલા, ચિન્હી અધ્યાત્મ વાસા;
આનંદઘન ચેતન વૈ ખેલે, દેખે લોક તમાસા.
આ૦ ૪

[ ૧૨ ] નારીપદ

( રાગ–રામગ્રી )

નારી પ્રેમ લગાવો, સાધો ભાઇ! નાની નારી રમાવો.
સા૦ ટેક

ઈણુ સંયોગે રોગ જમાવો, સહજ શક્તિ શુભભાવો.
નિજ પરભવને દેખે યોગી, ક્ષણભર અંગ લપટાવો.
સા૦ (૧)

અવિનાશી અકલકતા નિજગુણ, તેહિજ શુભ આચારો.
જડ પુદ્ગલ એ ભાવથી ન્યારો, એહની મમતા વારો.
સા૦ (૨)

મ્હોટા સહુ યોગી પણ વંછે, એહુનો સંગ સુખ કરો.
નિધિ ચારિત્ર જ્ઞાનાનંદ પ્રેમે, ખેલો નારી પ્યારો.
સા૦ (૩)

[ ૧૩ ] પિયુ પદ

( રાગ–બિહાગ )

મેરો પિયા સખિ! દેખ સનાયો.......ટેક.
પિયા બિન રંગ મહેલ બિચ, સૂની સહેજ રહાયો;
ખાનપાન દુઃખદાયક મોકું, ક્યુંકર જિય સમજાયો.
મે૦ (૧)

શોલ શૃંગાર એ વિરહ વ્યથામે, કૈસે રયણુ વિહાયો,
અંગઅંગ છીનભંગુર માહરો, તૈસે કહુ ચિત્ત લાયો
મેૈ૦ (૨)

ઇતને ચારિત્ર મિત્તકે સંગે, જ્ઞાનાનંદ પિયા પાયો;
ગ્રીષ્મ તાપે જિમ જલ બરખન, મેજધરી મચકાયો
મેૈ૦ (૩)

[૧૪] મનનુ સ્વરૂપ-પદ

કિસવિધ સમજાવુ હો મન્ના,
તને કીસવિધ સમજાવુ.
હાથી હોય તો પકડ મંગાવુ, જાંજર પાય જડાવુ,
કર માહાવત માથે બેઠાવુ, અંકુશ દેઈ સમજાવુ
હો મન્ના૦ ૧

ઘોડો હોય તો મે જીન કરાવુ, કરડી લગામ દેવ ભરાવુ,
કરિ અસવારીને ફેરન લાગુ, નવનવા ખેલ ખેલાવુ
હો મન્ના૦ ૨

સોનું હોય તો મે ચુગિ મુકાવુ, કરડે તાપે તપાવુ,
લેઈ ફૂસકણુને ફુંકણ લાગુ, પાણી જ્યું પિગલાવુ
હો મન્ના૦ ૩

લોહુ હોય તો મે એરણુ મંડાવુ, દોય દોય ધમણુ ધમાવુ,
માર ઘણા ઘમસાણુ ઉડાવુ, તો જંતર તાર ટટાવું
હો મન્ના૦ ૪

જ્ઞાની હોય તો મેં જ્ઞાન બતાવું, અંતર વિણ બજાવું;
રૂપવિજય કહે નાથ નિરંજન, જ્યોતિસ્યું જ્યોત મિલાવું.
હો મન્ના૦ ૫

## [૧૫] અભેદતા પદ

### ( રાગ–માલકોષ )

અબધૂ આતમ આતમ એક, અબધૂ૦ ટેક
ચાર ગતિમાં ભિન્નતા છે, પણ છે ચેતનતા એક. અ૦ ૧
જુદા જુદા ચાસડે મઢીને, કર્મ નૃપે કર્યો એક. અ૦ ૨
પુદ્‌ગલ ભાવ વિભાગ દશાના, પડદાને હરી એક. અ૦ ૩
દેહ ઝરૂખાને ઉંચો કરતાં, અચલ જીવ તે એક. અ૦ ૪
મૈત્રી પ્રમોદ કરુણા ઉપેક્ષા, ચારો ચશ્મા નેક. અ૦ ૫
અભિન્ન જ્ઞાનાદિ ગુણ ભાલે, ધારો તથ્ય વિવેક. અ૦ ૬
જીવ જીવને ભ્રાતા માને, એહ સ્વભાવની ટેક. અ૦ ૭
નશ્વર જગમાં માનો શાસ્વત.ચારિત્રદર્શન એક. અ૦ ૮

## [૧૬] ઉપદેશ પદ

### [જવા દે જવા દે કિનારે કિનારે–એ રાગ]

કરી લે કરી લે કરી લે કમાઇ, ભરી લે ભરી લે ભરી લે ભલાઈ
વાડી વજીફા ને વસુધા, વૈભવો સહુ વહી જશે,
ભાઈ ભગિની ભામની, રોતાં સહુએ રહી જશે;
ગોરી ચમકતી દેહ આ, માટી થઈ ઉડી જશે,

નાટક સમી આ જિંદગીનો ખેલ એ પૂરો થશે
તજી દે તજી દે તજી દે ભવાઈ કરી લે૦ ૧

બાળા મહેલો મિલ મોટર, મિલકતે શુ મહાલવું ?
રૂ શેર સટ્ટા ને દલાલી, છોડીને ચાલી જવુ,
જે હાક દેતા તેય સૂતા, એમ સૌને ચાલવુ,
જળ આઝવાનુ આફવાને, વ્યર્થ જીવન ગાળવું
હુ ખોની હુ ખોની હુ ખોની તદાઇ કરી લે૦ ૨

વળી લાંચ ધોખાબાજી એવા, પાપ તુ શાને કરે,
આ સ્ફટિક જેવા આતમાને, મસીથી કા ચીતરે,
સસાર સાગરમા ઝટ્ટલો, ખાય ગોથા તું ખરે,
ચારિત્ર દર્શન નાવ પકડે, તો હવે તુ ઊગરે
સુખોની સુખોની સુખોની વધાઇ કરી લે૦ ૩

[૧૭] આપણે એક છીએ
(ગગ-કિનારે કિનારે)

અમે તો અમે તો અમે તો તમારા,
તમે છો તમે છો તમે છો અમારા. (એ ટેક)
વિશ્વોપકારી વીતરાગી, દેવ સૌના એક છે,
ત્યાગી મહાવ્રતધારી ધીરી, ગુરુ સૌના એક છે,
ક્રોધાદિ વૈરી જીતવા એ, ધર્મ સૌનો એક છે
જુદાઈ નથી કોઈ વાતથી, સાધર્મી સઘળા એક છે. અમે. ૧

૧૪

નરવીર સાચો જૈન તે જે, હળીમળી જ્ઞાને રમે,
મૈત્રી સર્વીસાં ધારીને, પરને ખમાવે ને ખમે;
મોટા અમે નાના તમે, સાચા અમે જૂઠા તમે,
એ ભેદભાવો જૈનીઓને, રાખવા શાને ગમે. અમે. ૨

મહાવીરનાં સંતાન છો, તો વીરતાને પાળજો,
સહકાર સાથે સર્વથી, નિજ સમા સૌને ભાળજો;
ઈર્ષા અસૂયા દ્વેષ હિંસા, ક્રોધ કલેશને ટાળજો,
ચારિત્ર દર્શન જ્ઞાન પંથે, જીવનને અજવાળજો. અમે. ૩

## [ ૧૮ ] જિંદગી ધરી ન ધરી

(રાગ—ગઝલ—કવ્વાલી)

દિલમાં જો સાચ નથી, પ્રતિજ્ઞા કરી ન કરી;
દિલમાં સમકિત નથી, ક્રિયાઓ કરી ન કરી. દિ૦ ૧

લખપતિ ક્રોડપતિ, બની ફુલ્યો ફાલ્યો અતિ;
સાધર્મિકને પોષ્યા નહીં, સંપત્તિ વરી ન વરી. દિ૦ ૨

શ્રદ્ધા નથી પ્રીતિ નથી, નરી લોકલાજ ધરી;
દેવ ગુરુ ધર્મ તણી, ભક્તિ એ કરી ન કરી. દિ૦ ૩

મન વચન કાયા તણા, દોષ નવિ દૂરે કર્યા;
સમતા ન સાચવી તો, સામાયિક કરી ન કરી. દિ૦ ૪

ગુંડાઓ મંદિર તોડે, ત્યારે ઘરમાં જ રહે;
વળી નિત્ય આંગી કરે, પૂજા એ કરી ન કરી. દિ૦ ૫

આધિ વ્યાધિ ને ઉપાધિ, સાથે બાંધી તીરવ ગયો,
ટેલીફોન તાગ દોડે, જાતરા કરી ન કરી હિં૦૬
અમૂલ્ય મનુષ્ય દેહ, હામ દામ ઠામ મલ્યા,
ચારિત્ર દર્શન વિના, જિંદગી ધરી ન ધરી હિં૦૭

## [ ૧૯ ] સયોગી દશા

( દીવાના બનાના હો તો દીવાના બના દે-એ રાગ )

અયોગી બનાના હો તો, સયોગી બના દે,
વરના એક ક્ષણ કે લીએ, અયોગી બનાદે,
(શેર)-વે જલ રહી હો, બેયાલી'વ બાર લકડી,
હો ભસ્મ હી ઉદય બધા, ભભૂતિ બના દે ૧
(શેર)-વે જલ રહી હો, પચાશી વ તેરહ લકડી,
હો ખાક હી ચારો કર્મ, આહુતિ બના દે ૨
(શેર)-વો જલ રહી હો, ચારિત્ર દર્શનમે સદા હી,
કેવલકી સુગમ જ્યોતિ, અનુડી બના દે. ૩

## [ ૨૦ ] ધર્મકી કસોટી

( દીવાના બનાના હો તો દીવાના બના દે-એ રાગ )

સુરીદો બનાના હો તો, સુરીદો બના દે
વરના કહા તકસી પ્યારે, શહીદો બના દે
(શેર)-મૈં ઢુંઢ રહા હું, દિલકી વો શ્રદ્ધા કહા હૈ,
હો બલિમે રચ ન ભીનિ, વહી તો જચા દે ૧

(શેર)–મૈં સોચ રહા હું, વો સુનક્ષત્ર કહાં હૈ;
જો ગોશાલકો ભી કોસે, યહી તો બતા દે. ૨

(શેર)–મૈં દેખ રહા હું, વો રામચંદ્ર કહાં હૈ;
હો આગમેં ગુરુકે લીએ, કહીં તો જતા દે. ૩

(શેર)–મૈં ખોજ રહા હું, વો નાગકેતુ કહાં હૈ;
હો ઊઠે મંદિરકે લિએ, વહી તો પઢા દે. ૪

(શેર)–મૈં બોલ રહા હું, વો શ્રીચારિત્ર કહાં હૈ;
**શ્રીસંઘકી દર્શન જ્યોતિ**, સહી તો જલા દે. ૫

## [૨૧] દીવાળી કે હોળી પદ.

( દીવાના બનાના હો તો દીવાના બના દે. એ રાગ)

દીવાળી મનાવો ભાઈ; દીવાળી મનાઓ.
સમજ પડે નહીં તો, હોળી પ્રગટાવો. (ટેક)

ચોપડો ઉકેલો, ખરી તારીજને કઢાવો;
જમા અને ઉધાર પાસે, ફરક મિલાવો. દિ૦ ૧

શું લઈ ને આવ્યો, એની ડાયરી મંગાવો;
શું કર્યો નફો કે તોટો, એહ બતલાવો. દિ૦ ૨

બાંધી મૂઠી હતી આ, એમ નર જન્મ પાયો;
હવે પછી ક્યાં જઇ રહેશો, નક્કી કરી જાઓ. દિ૦ ૩

નર દેવ બનશો, તો તો ખુશાલી જમાવો;
ભવિષ્ય બગાડી સુખમાં, મશી ન લગાવો. દિ૦ ૪

દીવાળીના દીવે, સકળ કરમને જલાવે,
જળહળતી જ્યોતિ પ્રકટે, હોળી એમ ભાવો દિ૦ ૫
પ્રભુ કર્મ બાળે, તે સિદ્ધ બુદ્ધ ગાવો,
કરમની હોળી જગમા, દીવાળીનો પાયો દિ૦ ૬
દીવો તે દીવાળી, હોળી દીપ પૂજ ધ્યાવો,
ચારિત્ર સુદર્શન નિર્મળ, જ્યોતિરૂપ થાવો દિ૦ ૭

[ ૨૨ ] મમતા પદ

મમ મત કરજો ગજ મનમે
તેરા હસ ચલેગા એક ક્ષણમે
લકા ગઢસા લુટ લીયા હે, મદિર સબ સોવનમે,
તિન ખડકા નાથ બિગોયા, રામ ચલ્યા વન વનમે
છપન્ન કોટિ યાદવકા સાહેબ, પડ્યો કુમ્બિ વનમે,
અન્નપાણિ વિના રડવડતો, તડફડતો નિજ મનમે
સુભૂમ નામે આઠમો ચક્રી, ચાલ્યો ખડ સાધનમે,
હય ગય રથ સબ સાયરને, ડૂબ ગયો એક પલમે
મેલ મેલ કર ગયા મોટકા, રાજા ભમિયા વનમે,
કપિલ કેવળી તૃષ્ણા ત્યાગી, ઈચ્છા ન ધરી મનમે
છોડો તૃષ્ણા કામ લોગકી, મુક્તિ મીલે એક ક્ષણમે,
પ્રેમ કહે તુમે છોડો નિંદા, સુખ પાવે દિન દિનમે

[ ૨૩ ] ચેતવણી પદ

તુને સાન કરી સમજાવુ, ચેતન ચેતો રે ભાઈ

તુને વાત કરી બતલાવું ચેતન ચેતો રે ભાઈ;
તુને હસી હસી સમજાવું એક દિન જાના રે ભાઈ.
ઉપશમના બજારમાં રે જ્ઞાન રતન વેચાય રે;
ગ્રાહક તો મળશે ઘણા રે મુળ મોંઘેરા થાય રે. ચેતન.
વિષય નારી રંગ શું રે નિશદિન રહ્યો લોભાઇ રે;
સુમતિ નારી ભોગવો રે જીવતર લેખે થાય રે ચેતન.
અંજલી જળ જ્યું આઉખું રે ક્ષણ ક્ષણ ઓછું થાય રે;
બાજીગરે બાજી રચી રે તું તો જાણ ત્યેવો સંસાર રે.ચેતન
શ્રીગોડીચા રાયજીરે નિશદિન લાગુ પાય;
રૂપ વિબોધ કવિ રાયનો રે તારે નામે નવ નિધિ થાય રે.
ચેતન.

## [૨૪] જય બોલો ધૂન

[રામ લક્ષ્મણ જાનકી, જે બોલો હનુમાન કી—એ ઢબ]

જય બોલો પ્રભુ વીરકી, ગોતમ વીર વજીરકી;
જય બોલો ગુરુ હીરકી, જય મણિભદ્ર વીરકી.૦
જય કેશરિયા નાથકી, ઋષભદેવ જગતાતકી;
સિદ્ધચક્ર મુનિરાજકી, જય ચક્રેશ્વરી માતકી.

## [૧] શ્રી શીયલની સજ્ઝાય.

(ધન્ય ધન્ય તે દિન માહરો—એ દેશી.)

શીયલ સમું વ્રત કો નહિ, શ્રીજિનવર એમ ભાખે રે;
સુખ આપે જે શાશ્વતાં, દુર્ગતિ પડતાં રાખે રે. શી૦૧
વ્રત પચ્ચખ્ખાણ વિના જુઓ, નવ નારદ જેહ રે;
એકજ શીયલ તણે બળે, ગયા મુગતિમાં તેહ રે. શી૦૨
સાધુ અને શ્રાવક તણાં, વ્રત છે સુખદાયી રે;
શીયલ વિના વ્રત જાણજો, કુસકા સમ ભાઈ રે. શી૦૩
તરુવર મૂળ વિના જેસો, ગુણ વિન લાલ કમાન રે;
શીયલ વિના વ્રત એહવું. કહે વીર ભગવાન રે. શી૦૪
નવ વાડે કરી નિર્મળું, સહેલું શીયલ જ ધરજો રે;
ઉદયરતન કહે તે પછી, વ્રતનો ખપ કરજો રે. શી૦૫

## [૨] વૈરાગ્યની સજ્ઝાય

ઊંચા મંદિર માળિયાં, સોડ વાળીને સૂતો;
કાઢો કાઢો એને સહુ કહે, જાણે જન્મ્યોજ નહોતો. ૧
એક રે દિવસ એવો આવશે, મન સબળોજી સાલે;
મંત્રી મલ્યા સવિ કારમા, તેનું કાંઈ ન ચાલે. એક૦૨
સાવ સોનાનાં સાંકળાં, પહેરણ નવ નવા વાઘા;
ધોળું રે વસ્ત્ર એના કર્મનું, તે તો શોધવા લાગા. એક૦૩

ચરુ કઢાઈયા અતિ ઘણા, બીજાનુ નહિ લેખુ,
ઓખરી હાડી એના કર્મની, તે તો આગળ દેખું એક૦૪

કેના છોરુ ને કેના વાછરૂ, કેના માય ને બાપ,
આ તકાળે જાવું જીવને એકલું, સાથે પુણ્ય ને પાપ એક૦૫

સગી રે નારી એની કામિની, ઊભી ટગમગ જુવે,
તેનું પણ કાંઈ ચાલે નહિ, બેઠી ધ્રુસકે રૂવે એક૦૬

વહાલા તે વહાલા શુ કરો, વહાલા વોળાવી વળશે,
વહાલાં તે વનનાં લાકડા, તે તો સાથે જ બળશે એક૦૭

નહિ ત્રાપો નહિ તુંબડી, નથી તરવાનો આરો,
ઉદયરત્ન પ્રભુ ઈમ ભણે, મને પાર ઉતારો એક૦૮

## [3] આપ સ્વભાવની સજ્ઝાય

આપ સ્વભાવમા રે, અવધૂ સદા મગનમે રહેના,
જગત જીવ હે કરમાધીના,
અચરી જ કછુઅ ન લીના આપ૦ ૧

તુમ નહિ કેરા કોઈ નહિ તેરા, ક્યા કરે મેરા મેરા,
તેરા હે સો તેરી પાસ, અવર સબ અનેરા આપ૦ ૨

વપુ વિનાશી તુ અવિનાશી, અબ હે ઈનકો વિલાસી,
વપુ સંગ જબ દૂરનિકાસી, તબ તુમ શિવકાવાસી આપ૦ ૩

રાગ ને રીસા દોય ખવીસા, એ તુમ દુ ખકા દીસા,
જબ તુમ ઉનકુ દૂર કરિસા, તબ તુમ જગકા ઈસા આપ૦ ૪

પરકી આશા સદા નિરાશા, એ હૈ જગજન પાસા;
તે કાટનકું કરો અભ્યાસા, લહો સદા સુખવાસા. આ૦ ૫૦૫
કબહીક કાજી કબહીક પાજી, કબહીક હુઆ અપભ્રાજી;
કબહીક જગમાં કીરતિ ગાજી, સબ પુદ્દગલકી બાજી. આ૦ ૫૦૬
શુદ્ધ ઉપયોગ ને સમતા ધારી, જ્ઞાન ધ્યાન મનોહારી;
કર્મ કલંકને દૂર નિવારી, જીવ વરે શિવનારી. આ૦ ૫૦૭

## [ ૪ ] ક્રોધની સજઝાય

" કડવાં ફળ છે ક્રોધનાં " જ્ઞાની એમ બોલે;
રીસતણો રસ જાણીએ, હલાહલ તોલે. ક૦ ૧
ક્રોધે ક્રોડ પૂરવ તણું, સંજમ ફળ જાય;
ક્રોધ સહિત તપ જે કરે, તે તો લેખે ન થાય. ક૦ ૨
સાધુ ઘણો તપીયો હતો, ધરતો મન વૈરાગ્ય;
શિષ્યના ક્રોધ થકી થયો, ચંડકોશીઓ નાગ. ક૦ ૩
આગ ઊઠે જે ઘરથકી, તે પહેલું ઘર બાળે;
જળનો જોગ જો નવિ મળે, તો પાસેનું પ્રજાળે. ક૦ ૪
ક્રોધતણી ગતિ એહવી, કહે કેવળનાણી,
હાણ કરે જે હેતની, જાળવજો એમ જાણી. ક૦ ૫
ઉદયરત્ન કહે ક્રોધને, કાઢજો ગળે સાહી;
કાયા કરજો નિર્મળી, ઉપશમ રસ નાહી. ક૦ ૬

## [ ૫ ] માનની સજ્ઝાય

રે જીવ ! માન ન કીજીયે, માને વિનય ન આવે રે ।
વિનય વિના વિદ્યા નહી, તો કેમ સમકિત પાવે રે । રે૦ ૧
સમકિતવિણુ ચારિત્ર નહી, ચારિત્રવિણુ નહિ મુક્તિ રે,
મુક્તિના સુખ છે શાશ્વતા, તે કેમ લઈએ જુક્તિ રે રે૦ ૨
વિનય વડો સંસારમા, ગુણુમાંહિ અધિકારી રે,
માને ગુણુ જાએ ગળી, પ્રાણી જોજો વિચારી રે રે૦ ૩
માન કર્યું જે રાવણે, તે તો રામે માર્યો રે,
દુર્યોધન ગરવે કરી, અંતે સવિ હાર્યો રે રે૦ ૪
સુકા લાકડા સરિખો, દુઃખદાયી એ ખોટો રે,
ઉદયરત્ન કહે માનને, દેજો દેશવટો રે રે૦ ૫

## [ ૬ ] માયાની સજ્ઝાય

સમકિતનુ મૂળ જાણીએજી, સત્ય વચન સાક્ષાત
સાચામાં સમકિત વસેજી, માયામા મિથ્યાત્વ રે
પ્રાણી ! મ કરીશ માયા લગાર ૧
મુખ મીઠો જુઠો મનેજી, કુડ-કપટનો રે કોટ,
જીસે તો 'જી જી' કરેજી, ચિત્તમા તાકે ચોટ રે પ્રા૦ ૨
આપ ગરજે આઘો પડેજી, પણુ ન ધરે વિશ્વાસ,
મનશુ રાખે આતરોજી, એ માયાનો પાસ રે. પ્રા૦ ૩

જેહશું બાંધે પ્રીતડીજી, તેહશું રહે પ્રતિકૂળ;
મેલ ન છંડે મનતણોજી, એ માયાનું મૂળ રે. પ્રા૦ ૪
તપ કીધો માયા કરીજી, મિત્ર શું રાખ્યો રે ભેદ;
મલ્લિ જિનેશ્વર જાણજોજી, તો પામ્યા સ્ત્રી વેદ—રે. પ્રા૦ ૫
ઉદયરત્ન કહે સાંભળોજી, મેળો માયાની બુદ્ધ;
મુક્તિપુરી જાવા તણોજી, એ મારગ છે શુદ્ધ રે. પ્રા૦ ૬

## [ ૭ ] લોભની સજ્ઝાય.

[ દુહો ]

આશા દાસી વશ પડ્યા, જકડ્યા કર્મ જંજીર;
પરિગ્રહ ભાર ભરે નડ્યા, સહે નરકની પીર. ૧

[ ચેતન ચતુર થઈ ચૂક્યો—એ દેશી ]

પરિગ્રહ ભારભર્યાં પ્રાણી, પામે અધોગતિ દુઃખ ખાણી;
જસ મતિ લોભે લલચાણી રે, ચેતન ચતુર સુણો ભાઈ,
લોભ દશા તજો દુઃખદાઈ રે. ચેતન૦ ૧
લોભે લાલચ જાસ ઘણી, પરિણતિ નીચી તેહતણી;
લટપટ કરે બહુ લોક ભણી રે. ચેતન૦
લોભી દેશ વિદેશ ભમે, ધનકારણ નિજ દેહ દમે;
તડકા ટાઢનાં દુઃખ ખમે રે. ચેતન૦ ૩
લોભે પુત્ર પિતા ઝગડે, લોભે નરપતિ રહે વગડે;
લોભે બંધવ જોર લડે રે. ચેતન૦ ૪

હાર હાથી લોભે લીનો, કોણિકે સગર બહુ કીનો,
માતામહને દુખ દીનો રે. ચેતન૦ ૫
લોભારભે બહુ નડીયા, કાલાદિક નરકે પડીયા,
નિરયાવલી પાઠે ચડીયા રે ચેતન૦ ૬
લોભ તજી સવર કરજો, ગુરુ પદ્મને અનુસરજો,
રૂપવિજય પદને વરજો રે ચેતન૦ ૭

[ ૮ ] બીજી અશરણ ભાવનાની સજ્ઝાય

[ દુહા ]

પલ પલ છીજે આઉખુ, અંજલી જલ જ્યું એહ,
ચક્રતે સાથે સબલો, લેઈ શકે તો લેહ ૧
લે અચિન્ત્ય ગલશુ ગ્રહી, સમય સીચાણો આવી;
શરણ નહિ જિનવયણ વિણ, તેણે હવે અશરણ ભાવી ૨

[ સહજાનદી રે આતમા-એ દેશી ]

બીજી અશરણ ભાવના, ભાવો હૃદય મોઝાર રે,
ધર્મ વિના પરભવ જતા, પાપે ન લહીશ પાર રે,
જાઈશ નરક દુવાર રે, તિહાં તુજ કવણ આધાર રે ૧
લાલ સુરગા રે પ્રાણીયા, મૂકને મોહ જ જાળ રે,
મિથ્યામતિ સવિ ટાળ રે, માળ આળપંપાળ રે,
લાલ સુરગા રે પ્રાણીયા૦ ૨

માત પિતા સુત કામિની, ભાઈ ભયની સહાય રે,
મેં મેં કરતા રે અજ પરે, કર્મે ગ્રહ્યો જીવ જાય રે;
તિહાં આડે કો નવિ થાય રે, દુઃખ ન લીયે વહેંચાય રે.
લાલ૦ ૩

નંદની સોવન ડુંગરી, આખર નાવી કો કાજ રે,
ચક્રી સુભૂમ તે જલધિમાં, હાર્યો ખટ ખંડ રાજ રે;
બૂડયો ચરમ જહાજ રે, દેવ ગયા સવિ ભાજ રે,
લોભે ગઈ તસ લાજ રે. લાલ૦ ૪

દ્વીપાયન કહી દ્વારિકા, બલવંત ગોવિંદ રામ રે,
રાખી ન શકયા રે રાજવી, માતા પિતા સુત ધામ રે;
તિહાં રાખ્યા જિન નામ રે, શરણુ કીધો નેમિ સ્વામ રે,
વ્રત લેઈ અભિરામ રે, પોહોત્યા શિવપુર ઠામ રે. લાલ૦ ૫

નિત્ય મિત્ર સમ દેહડી, સયણાં પર્વ સહાય રે,
જિનવર ધર્મ ઉગારશે, જિમ તે વંદનીક ભાય રે;
રાખે મંત્રી ઉપાય રે, સંતોષ્યો વળી રાય રે,
ટાળ્યા તેહના અપાય રે. લાલ૦ ૬

જન્મ જરા મરણાદિકા, વયરી લાગ્યા છે કેડ રે,
અરિહંત શરણુ તું આદરી, ભવભ્રમણ દુઃખ ફેડ રે;
શિવસુંદર ઘર તેડ રે, નેહ નવલ રસ રેડ રે,
સીંચી સુકૃત સુરપેડ રે. લાલ૦ ૭

## [ ૯ ] પાંચમી અન્યત્વ ભાવનાની સજ્ઝાય

[ દુહા ]

ભવસાયર બહુ દુઃખજલ, જામણ મરણ તરંગ,
મમતા તંતુ તેણે ગ્રહ્યો, ચેતન ચતુર માતંગ ૧
ચાહે જો છોડણ ભણી, તો ભજ ભગવંત મહંત,
દૂર કરે પર બંધને, જિમ જલથી જલકંત ૨

(કપૂર હોય અતિ ઉજળો રે–એ દેશી)

પાચમી ભાવના ભાવીયે રે, જીવ ! અન્યત્વ વિચાર,
આપ સવારથી એ સહુ રે, મલીયો તુજ પરિવાર ૧

સવેગી સુંદર ! બૂઝ મા મૂઝ ગમાર,
તારુ કો નહિ ઇણુ સંસાર, તું કેહનો નહિ નિરધાર સ૦ ૨

પંથ શિરે પંથી મલ્યા રે, કીજે કિણહિશું પ્રેમ,
રાત્રિ વસે પ્રહ ઊઠી ચલે રે, નેહ નિવાહે કેમ સ૦ ૩

જિમ મેલો તીરથ મલે રે, જન જન વણજની ચાહ,
કે તોટો કે ફાયદો રે, લેઈ લેઈ નિજ ઘેર જાય સ૦ ૪

જિહાં કારજ જેહના સરે રે, તિહાં તે દાખે નેહ,
સૂરીકાંતાની પરે રે, છટકી દેખાડે છેહ સ૦ ૫

ચૂલણી અંગજ મારવા રે, કૂડું કરે જતુ-ગેહ,
ભરતબાહુબલિ ઝૂજિયા રે,જુઓ જુઓ નિજના નેહ સ૦ ૬

શ્રેણિક પુત્રે બાંધીયો રે, લીધું વહેંચી રાજ;
દુઃખ દીધું બહુ તાતને રે, દેખો સુતના કાજ. સં૦ ૭
ઈણુ ભાવના શિવપદ લહે રે, શ્રીમરુદેવી માય;
વીરશિષ્ય કેવલ લહ્યું રે, શ્રી ગોતમ ગણુરાય. સં૦ ૮

## [૧૭] શ્રી શાલિભદ્રજીની સજ્ઝાય.

(રહો રહો ! રે રસભર દો ઘડીયાં—એ દેશી)

બોલો બોલો રે શાલિભદ્ર દો ઘરીયાં,
દો ઘરીયાં હોય ચાર ઘરીયાં. બોલો૦ ૧
માય તુમારી ખરીય પોકારે,
વહુયર સબ આગે ખરીયાં. બોલો૦ ૨
જોઢયો પુત્ર શિલાપટ પેખી,
આંખે આંસુ ઝળહળીયાં. બોલો૦ ૩
ફૂલની શય્યા જેહને ખુંચતી,
તેણે સંથારો શિલા કરીયાં. બોલો૦ ૪
પૂરવભવ માંડી આહીરણી,
આહાર કરી અણુસણુ કરીયાં. બોલો૦ ૫
આજ પીછે ડુંગર ચરવેકી,
હુંસ કરું હું ઈણુ ઘરીયાં. બોલો૦ ૬
સનમુખ બોલ જોયો નહિ માકું,
ધ્યાન નિરંજન મન ધરીયાં. બોલો૦ ૭
કાજ સરે ઉદયરતન ઉનંહીં કે,
જિણે પલકમેં શિવ વરીયાં. બોલો૦ ૮

[ ૧૧ ] સંસારના ખોટા સગપણની સજ્ઝાય.

[ ચેત તો ચેતાવુ તને રે, પામર પ્રાણી-એ દેશી ]

સગું તારૂ કોણુ સાચું રે, સસારીયામા-સગુ૦
પાપનો તો નાખ્યો પાયો, ધરમમા તુ નહિ ધાયો,
ડાહ્યો થઈને તુ દબાયો રે સસા૦ ૧
કૂડુ કૂડુ હેત કીધુ, તેને સાચુ માની લીધુ;
અત કાલે દુખ દીધુ રે સસા૦ ૨
વિસવાસે વ્હાલા કીધા, પીયાલા ઝેરના પીધા,
પ્રભુને વિસારી દીધા રે સસા૦ ૩
મનગમતામા મહાલ્યો, ચોરને મારગ ચાલ્યો,
પાપીઓનો સગ ઝાલ્યો રે સસા૦ ૪
ઘરને ધધે ઘેરી લીધો, કામનીએ વશ કીધો,
ઋષભદાસ કહે દગો દીધો રે સસા૦ ૫

[ ૧૨ ] કુમતિને શિખામણની સજ્ઝાય.

(બાજી બાજી બાજી ભૂલ્યો બાજી-એ રાગ)

રહેને રહેને રહેને, અલગી રહેને,
કુમતિ! પડી કેમ કેડે, અલગી રહેને,
તને કુતીને કોણુ તેડે? અલગી રહેને,
તે મુજ મોહ-મહામદ પાયો, તેણે હુ થયો મતવાલો;
તૃષ્ણાતરુણીઆણીમીલાવી, વચમાહરી તે દલાલી અ૦

કર્મ નટાવો તું તેડી આવી, તેણે પણ માંડી બાજી;
મિથ્યાગીત તણે ઝણકારે, મુજને કીધો રાગી. અલગી૦ ૨
નરક નિગોદ તણા મંદિરમાં, પાતિક પલંગ બીછાયો;
મુજને ભોળવી તિહાં બેસાર્યો, પણ સુમતિએ સમજાવ્યો.
અલગી૦ ૩
જબ મેં મદિરા છાક નિવારી, સમકિત સુખડી ચાખી;
અનુભવ રસનો પ્યાલો મેં પીધો, ચિત્ત ચેતનને દાખી.
અલગી૦ ૪
શ્રીશંખેશ્વર ચરણ સરોરૂહ, લાગી ધ્યાનની તાલી;
રૂપવિબુધનો મોહન પભણે, જિનમત સ્તુતિ લટકાળી.
અલગી. ૫

## પ્રાર્થના

હે પ્રભો ! સર્વજ્ઞ સ્વામી પૂર્ણજ્ઞાની ઈશ્વરા,
શાંતિમય ઉપદેશદાતા વિશ્વવત્સલ સુખકરા;
અજ્ઞતા અંધેરકો હી દૂર હમસે કીજિએ,
વિશ્વવ્યાપી જાનકારી જ્ઞાન હમકો દીજિએ. ૧

હે પ્રભો ! હે સર્વ દ્રષ્ટા સૌમ્ય દૃષ્ટિસે સદા,
હંસસી વિવેક શક્તિ યે હમે દો સંપદા;
જીવ ધર્મ અધર્મ પુદ્ગલ સદ્ અસદ્કા ભેદ હો,
તસ્વીર વ તકદીરકા સબ વિશ્વકા વિવેક હો. ૨

હે પ્રભો ! ચારિત્રસિંધુ ! આપકા એહસાન હૈ,
ઈસ જગતમેં નિત્ય હી વિકસિત આતમજ્ઞાન હૈ;
કામ ગુસ્સા માન માયા લોભ યે દૂરે રહે.
હમ સદા હી બ્રહ્મચારી ઔર સદાચારી રહેં. ૩

હે પ્રભો ! આનંદશક્તિ જોમ હમ કો દીજિએ,
વીર્યબલસે પૂર્ણ જીવન ઈશ ! હમમેં કીજિયે;
આજ્ઞાધારી ક્ષમાધારી આપકે સેવક બને,
વિશ્વ મેં આઝાદ રહકર ધર્મરક્ષક હમ બને. ૪

હે પ્રભો ! કેવલ્યજ્ઞાની ! દોષમુક્ત શિવંકરા,
વીતરાગી સત્યવાદી દેવપૂજિત ઈશ્વરા;
દીજિએ હમકો શરણમેં હમ વિનયશાલી રહે,
આપમય ચારિત્રદર્શન હમારે દિલમેં રહે. ૫

## પ્રતિક્રમણ કર્યાં પછી ભાવવાની ભાવના

[ દુહા ]

અરિહંત અરિહંત સમરતા, લાધે મુક્તિનું ધામ,
જે નર અરિહંત સમરશે, તેહનાં સરશે કામ. ૧

સૂતા બેસતા ઊઠતા, જે સમરે અરિહંત,
દુખીયાના દુખ ભાગશે, લહેશે સુખ અનંત ૨

આશ કરો અરિહંતની, બીજી આશ નિરાશ,
જેમ જગમાં સુખીયા થયા, પામ્યા લીલવિલાસ ૩

ચેતન તે એસી કરી, એસી ન કરે કોય,
વિષયારસને કારણે, સર્વસ્વ બેઠો ખોય ૪

જો ચેતાય તો ચેતજે, જો બૂઝાય તો બૂઝ,
ખાનારા સૌ ખાઈ જશે, માથે પડશે તુઝ ૫

મુનિવર ચૌદ હજારમા, શ્રેણિક સભા મોઝાર,
વીર જિણંદ વખાણીયો, ધન ધન્નો અણગાર. ૬

પખ્પો તો પરખ્યો નહિ, દયો ડીપો દૂર,
ઉદ્દકાણુ લાગી રહ્યો, નન્નો ગયો હજૂર ૭

---

મુજને ચાર સરણા હોજો, અરિહંત સિદ્ધ સુસાધુજી,
કેવલી ધર્મ પ્રકાશીઓ, રત્ન અમુલખ લાધ્યુંછે મુ ૧
ચોગતિતણા દુખ છેદવા, સમરથ સરણાં એહોજી,
પૂર્વે મુનિવર જે હુવા, તેણે સરણું કીધ. તેહોજી મુ ૨

સંસાર ફોક જીવને, સમરથ સરણાં ચ્યારોજી;
ગણી સમયસુંદર એમ ભણે, કલ્યાણ મંગલકારોજી.સુ. ૩

---

લાખ ચોરાશી જીવ ખમાવીએ, મન ધરી પરમ વિવેકોજી;
મિચ્છામિ દુક્કડં દીજીએ, જિન વચને લહીએ ટેકોજી.લા.૧
સાત લાખ ભૂ તેઉ વાઉના, દસ ચૌદ વનના ભેદોજી;
ષટ્ વીગલસુર તીરી નારકી, ચઉ ચઉદે નરના ભેદોજી.લા.૨
મુજ વૈર નહીં કેહશું, સૌ સૌ મિત્ર સ્વભાવોજી;
ગણી સમયસુંદર એમ કહે,પામી એ પુન્ય પ્રભાવોજી.લા.૩

---

પાપ અઢાર જીવ પરિહરો, અરિહંત સિદ્ધની સાખેજી;
આલોયાં પાપ છૂટિએ, ભગવંત એણીપરે ભાખેજી.લા.૧
આશ્રવ કષાય દોય બાંધવા, વળી કલહ અભ્યાખ્યાનોજી;
રતિ અરતિ પૈશુન્ય નિંદના, માયા મોહ મિથ્યાતોજી.પા.૨
મન વચન કાયાએ જે કર્યાં, મિચ્છામિ દુક્કડં તેહોજી;
ગણી સમયસુંદર એમ કહે,જૈનધર્મનો મર્મ એહોજી.પાં.૩

---

ધન્ય ધન્ય તે દિન મુજ કયારે હોશે,
હું પામીશ સંજમ સુધોજી;
પૂર્વે ઋષિપન્થે ચાલશું, ગુરુ વચને પ્રતિબુદ્ધોજી.ધ.૧
અંત પ્રાન્ત ભિક્ષા ગોચરી, રણ વન કાઉસગ્ગ લહીશુંજી;
સમતા શત્રુમિત્રે ભાવે ભાવશું,સમ્યક સુદ્ધો ધરશુંજી.ધ.૨

સંસારના સંકટ થકી, હું છુટીશ જિનવચને અવતારોજી,
ધન્ય ધન્ય સમયસુંદર તે ઘડી,
તો હું પામીશ ભવનો પારોજી ધ. ૩

## અંતિમ ઉપદેશ

જન્મ જરા મરણે કરી, ભમિયો જીવ સંસાર,
કિમહિક સંજોગે નરભવ લહ્યો, તો કર ધર્મ ઉદ્ધાર ૧
કષ્ટ કરવું તે સોહિલું, અજ્ઞાની પશુ ખેલ,
જાણપણું જગ દોહિલું, જ્ઞાની મોહન વેલ. ૨
અજ્ઞાની અવિધિ કરે, તપ જપ કિરિયા જેહ,
વિરાધક ષટકાયનો, આવશ્યકમાંહી તેહ ૩
આશા દાસી વશ પડયા, જડયા કર્મજંજીર,
પરિગ્રહ ભાર ભારે નડયા, સહે નરકની પીર ૪
મૂરખ સંગ અતિ મિલે, તો વસિયે વનવાસ,
પંડિતશું વાસો વસી, છેદો મોહનો પાસ ૫

## શ્રુત-મહિમા

ભવ-મંડલમેં ન દેખિયો, પ્રભુજીનો દેદાર,
આગમપંથ લહ્યા વિના, ભ્રમ્યો હું સંસાર ૧
શ્રુત વિણ જે કિરિયા કરે, તે સંસારનું મૂલ,
શ્રુત ઉપયોગે જે ક્રિયા કરે, તે શિવપદ અનુકૂલ ૨
શ્રુતથી શ્રદ્ધા થીર રહે, શ્રદ્ધાથી મત સાર,
મતથી શિવસુખ પામીયે, તિણે શ્રુત જગદાધાર ૩

શ્રદ્ધા મૂલ કિરિયા કહી, તેહનું મૂલ તે જ્ઞાન;
તેહથી શિવસુખ બહુ જના, પામ્યા ધરી એકતાન. ૪
ગુરૂ દીવો ગુરૂ દેવતા, ગુરૂથી લહીયે જ્ઞાન;
જ્ઞાનથકી જગ જાણીયે, મોહની ના અહિઠાન. ૫

---

## શિખામણ

શ્રી ચિંતામણિ પાર્શ્વનાથ, પ્રેમે પ્રણમું પાય;
નામ જપંતા પ્રાણીને, આધિ વ્યાધિ ભય જાય. ૧
અથીર અસાર સંસારમાં, ધર્મ વિના નથી સુખ;
ધર્મ વિનાના જીવડા, પગ પગ પામે દુઃખ. ૨
મનુષ્ય જન્મ શ્રાવકકુલે, ઉત્તમ લહી અવતાર;
પાપ પ્રપંચને છોડીને, ધર્મ ક્રિયામાં ધાર. ૩
નિત્ય સવારે ઉઠીને, ગણો મંત્ર નવકાર;
જિનમંદિર વ્હેલા જઈ, પૂજો જિન જયકાર. ૪
ગુરૂવંદન વિધિશું કરી, નવકારશી પચ્ચખ્ખાણ;
કરતાં સાચા ભાવથી, પાપ કરમ નીકાણ. ૫
પાઠશાળામાં પ્રેમથી, વિનય સહિત ગુરુપાસ;
આશાતન તજી જ્ઞાનની, કરો ધર્મ અભ્યાસ. ૬
જીવદયા પાળો બહુ, જુઠું કદીય ન ભાખ;
ચોરીથી ચિત્ત વારવું, લાજ હિયામાં રાખ. ૭
કંદમૂળ અભક્ષ્યને, ખાતાં બહુલાં પાપ;
તે કારણ છંડો સદા, સમજી મનમાં આપ. ૮

રાત્રિભોજન મત કરો, સાંજે કરો ચોવિહાર,
લાભ અતિશય પામશો, થાશે સુખ શ્રીકાર ૯
સામાયિક સુંદર કરી, કરો તત્ત્વ-વિચાર;
પાપ કરમ દૂરે તજો, વેગે લહો ભવપાર ૧૦
શ્રાવકના બાલક તણાં, એ સુંદર આચાર,
પાળે જે બહુ પ્રેમથી, ઉત્તમ તસ અવતાર ૧૧
પ્રભુ આણાને શિરધરી, ધર્મ તણું ધરે ધ્યાન,
સુખ સઘળા પામી કરી, અનુક્રમે લહે નિર્વાણ ૧૨

---

(મુંબઈના) શ્રી ગોડી પાર્શ્વનાથજીનું સ્તવન

ગોડીજી તોરા ચરણકમલકી રે, હું ચાહું સેવા પ્યારી,
તો નામે કર્મ કટારી, ભવભ્રાંતિ મીટગઈ સારી ગોડીજી૦૧
પ્રભુ ચોત્રીશ અતિશય ધારી,વાણી ગુણ પાત્રીશ પ્યારી,
જિનશાસનકી બલિહારી ગોડીજી૦ ૨
પ્રભુ મુંબઈનગરે બિરાજે, ભવિજીવના સંશય ભાંજે, '
દુરભવ્ય અભવ્ય તે લાજે ગોડીજી૦ ૩
તુમે શિવપદના અધિકારી, વળી પરમાતમ પદ ધારી,
દેવલક્ષ્મી વરિયા પ્યારી ગોડીજી૦ ૪
હું દરશન કાજે આવ્યો, તુમ સેવામાં મન ભાવ્યો,
ભવજલધિ તરવા આવ્યો. ગોડીજી૦ ૫
હવે હાથ પ્રભુ મુજ ઝાલો, તું પ્રાણથકી મુજ વહાલો,
મને અવિચલ સુખડા આલો ગોડીજી૦ ૬

હું માસ રહ્યો ઈહાં ભારી, મેં કીધી સેવા તહારી;
તુજ દરશનકી બલિહારી. ગોડીજી૦ ૭
પ્રભુ વિજય મુક્તિના રસિયા, સવિ પાપપડલ દૂર ખસિયા;
મ્હારા હૃદયકમલમાં વસિયા. ગોડીજી૦ ૮
ઓગણીસે ચોસઠ જાણ્યો, પોષ સુદિ પૂનમ વખાણ્યો;
કહે કમલવિજય સુખ માણ્યો. ગોડીજી૦ ૯

## શ્રી ગૌતમસ્વામી સ્તવ.

(રાગ–ભૈરવી, રાગાલી, આજ અનુપમ દીવાલી.)
ગૌતમનામ સમરિયે,સુમન જન ! ગૌતમનામ સમરિયે(ટેર)
પૃથ્વીસુત વસુભૂતિ નંદન, ગૌતમ કુલ અવતરિયે;
ઇન્દ્રભૂતિ છે નામ મનોહર, હેડે નિશદિન ધરિયે. સુ૦૧
વીર વજીરજી જ્ઞાન સુકાની, ષડ્દર્શન રૂપ દરિયે;
અષ્ટાપદ જઇ તાપસ તાર્યાં, અંગુઠલબ્ધિ ઉચ્ચરિયે. સુ૦૨
જન્મ સુહાયો ગુબ્બર ગામે, કેવલ પાવા નગરિયે;
મહસેન દીક્ષા શિક્ષા શિવપદ, વર વૈભાર સુગિરિયે. સુ૦૩
મહામંત્ર જ નામ એ ગૌતમ, જપતાં જલનિધિ તરિયે;
નહીં દુઃખ મરણે મરિયે કદાપિ,નહીં દારિદ્રથી ડરિયે સુ૦૪
ગૌતમ નામે ભવભીડ હરિયે, આત્મભાવ સંવરિયે;
કર્મ જંજીરોયે બાંધ્યા છૂટે, ઉત્તમ કુલ અવતરિયે.સુ૦૫
ધન બડગાંવમાં શ્રીજિનમંદિર, વંદનપૂજન કરિયે;
ગણધર મન્દિર ગૌતમ ચરણાં, દેખીને દિલ ઠરિયે.સુ૦૬

નિજ દીક્ષાદિન યાત્રા કરતા, નિજ આતમ ઉદ્ધરિયે,
ચારિત્રપદકજ દર્શન સાધી, મુક્તિ બાગમા ફરિયે સુ૦૭

---

## ગૌતમ સ્વામીના વિલાપનું પદ

[લવીંગ કેરી લાકડીરે—એ રાગ]

મહાવીરસ્વામી મોક્ષે પધાર્યા, ગૌતમ બોલે રે,
ગુરુની વાતે વાત સભારી, હૈયું ખોલે રે
વીર ! વીર ! તે આ શું કીધુ, શુ વીરતાનું પગલુ લીધું,
ટળવળતો તરછોડયો સુજને, ભૂમિને ખોળે રે —૧
હે ભગવત ! એ શબ્દો દ્વારા, કોને સબોધીશ પ્રભુ પ્યારા;
ગૌતમ, ગૌતમ, મીઠી વાણી, હવે કોણ બોલે રે —૨
મારી શકા કોણ નિવારે, અવળા ચશ્મા કોણ ઉતારે,
નાથ વિના જગને આનદમા, કોણ હીચોળે રે —૩
મધુરી વાણીથી લોભાવ્યો, શકા ટાળી શિષ્ય બનાવ્યો,
તો હવે એકલો મૂકી જાતા, લોક શુ બોલે રે —૪
ભય લાગ્યો રખે છેડો પકડુ, કા તો માગીશ શિવ રમકડુ,
એકલા મોક્ષમાં જઇને બેઠા, મોન અબોલે રે —૫
હે વીર ! વી વી વીતરાગી, હા હવે સમજ્યો તમે વીરાગી,
પણ એક પખીયો રાગ જ મારા, મનને ડોળે રે —૬
વીતરાગ છો સાચા સ્વામી, એહવે સમજ્યો અનુભવ પામી,
મોહ વશે મે અવળુ ધાર્યું, રાગને જોળે રે —૭

એમ વીતરાગ સ્વરૂપ પીછાની, કેવળજ્ઞાની ગૌતમસ્વામી;
અન્યત્વ ભાવતા ચારિત્રદર્શન, જય જય બોલે રે—૮

---

### કલ્પસૂત્ર–સ્તવ

(રાગ–અહિંસાકા ડંકા ભારત મેં)

શ્રીભદ્રબાહુ કી બાની, શ્રીકલ્પસૂત્ર ગુણખાની. (ટેર)
ભાદોં મેં સૂત્રજી લાઓ, ઈજ્જત સે ઘર પધરાઓ;
શ્રીસંઘ કો ઘર બુલાઓ, ઘર મેં આનંદ મનાઓ.
જુલુસ ચઢાકર આઓ, ગુરુજી કે પાસ લે આઓ;
શ્રી કલ્પસૂત્ર બેહરાઓ, પૂજા ભક્તિ ગુણ ગાઓ.
સુનો શુદ્ધિ સે યહ બાની, ધૂપ દીપક ગહુંલી ઠાની;
ઉપદેશ કરેં ગુરુ જ્ઞાની, નહીં કોઈ ઇસ સૂત્રકે સાની.
નૌ વાંચના નૌ ક્ષણ જાણો, દિન પાંચમેં પૂરી માનો;
શ્રીધર્મસારથી માનો, ગુરૂકા વ્યાખ્યાન પીછાનો.
દૂસરે મેં લક્ષ્મીજી ગાયા, તીસરે મેં જ્યોતિષી આયા;
ચૌથેમેં જન્મ સુનાયા, શ્રીવીર જન્મ દિલ ભાયા.
પંચમ મેં દીક્ષા પાઠ, છઠે મેં મોક્ષ કી બાત;
તેવીશ પ્રભુ વર્ણન સાત, આઠવેં ગુરુઓં કી પાટ.
સંવચ્છરી કો અતિચંગ, સુને મૂલ પાઠ ઇક રંગ;
વો ચારિત્ર જ્ઞાન તરંગ, પાવે શિવબાલા સંગ.

## જગદ્ગુરુ શ્રી હીરવિજયસૂરિ-સ્તવ

(અષ્ટક)
[રાગ-હરિગીત]

શ્રી તપગચ્છ પવિત્ર ગગને, સૂર્ય સમ સૂરીશ્વરા,
શ્રી વિજયદાનસૂરીશ પટ્ટે, આવિયા જે ગુણધરા,
જે જૈનશાસન સ્તંભ રૂપે, રાજતા આ ભૂતલે,
તે હીરસૂરિવર જગદ્ગુરુને, નમન હો અવની તલે ૧
જે ધર્મ ધોરી મુનિગણના, પણ હતા મ્હોટા મણિ,
જે પંચ મહાવ્રત પાલતા, જગજીવને નિજસમ ગણિ,
ઉપદેશ અમૃત-પૂર જેનો, જગતમાંહી જલહલે,
તે હીરસૂરિવર જગદ્ગુરુને, નમન હો અવની તલે ૨
જે દેવ ગુરુવર ધર્મના, શુદ્ધ પથને દેખાડતા,
આ વિશ્વમાં ઉપકાર કરતા, કર્મ મલને ગાલતા,
ગુણીઅલ ગુરુજી વિચર્યા, ઉપકાર કરવા ભૂતલે,
તે હીરસૂરિવર જગદ્ગુરુને, નમન હો અવની તલે ૩
દિલ્હીપતિ અકબર નરેશને, બોધ આપી રીઝવ્યો,
તત્ત્વો જણાવીને અહિંસા, સ્તંભ રોપી જે ગયો,
આ આંખમાં આંસુ ભરાતા, જે જરી નહી ભૂતલે,
તે હીરસૂરિવર જગદ્ગુરુને, નમન હો અવની તલે ૪
શ્રી વીર પ્રભુ વાવી ગયા, જે દયા રૂપી વેલડી,
જલ સીંચી સીંચી હેમસૂરિએ, વેગથી કીધી વડી,

તે મ્લેચ્છના સામ્રાજ્યમાં, ખીલાવી ખંતે વીરલે,
તે હીરસૂરિવર જગદ્ગુરુને, નમન હો અવની તલે. ૫
નિજ પાટને દીપાવવા, સુયોગ્ય જાણ્યા જ્ઞાનથી,
શ્રી વિજયસેનસૂરીશને, નિજ પાટ સોંપ્યો માનથી;
આયુ વીતાવી જે ગયા છે; સ્વર્ગ સુંદર ભૂતલે,
તે હીરસૂરિવર જગદ્ગુરુને, નમન હો અવની તલે. ૬
શ્રી જૈન શાસન તત્ત્વ ભાસન, સિદ્ધસેન દીવાકરા,
શ્રી વજ્ર કે દેવેન્દ્રસૂરિ, હેમ જેવા સાક્ષરા,
શ્રી હીરલા સમ હીર પણ, આલ્યા જતાં આંસુ ઢલે,
તે હીરસૂરિવર જગદ્ગુરુને, નમન હો અવની તલે. ૭
ભાદ્ર શુદિ એકાદશી દિન, નગર ઉન્નત ભૂમિને,
ત્યાગી ગયા સ્વર્ગે રહ્યા, ત્યાં નમન કરીએ આપને;
ચારિત્ર દર્શન જ્ઞાન ન્યાય, વધાર્યા નિશદિન ભૂતલે,
તે હીરસૂરિ સમ્રાટબોધક, વિજયતામ્ અવની તલે. ૮

---

## શ્રી સિદ્ધાચલના એકવીસ ખમાસણના દુહા.

સિદ્ધાચલ સમરું સદા, સોરઠ દેશ મઝાર;
મનુષ્ય જનમ પામી કરી, વંદુ વાર હજાર. ૧
અંગ વસન મન ભૂમિકા, પૂજોપગરણ સાર;
ન્યાય દ્રવ્ય વિધિ શુદ્ધતા, શુદ્ધિ સાત પ્રકાર. ૨
કાર્તિક શુદિ પૂનમ દિને, સંઘ સયલ પરિવાર;

દ્રાવિડ વારિખિલ્લજી, સિદ્ધ થયા નિરધાર ૩
તિણે કારણ કાર્તિકી દિને, સઘ સયલ પરિવાર,
આદિ જિન સન્મુખ રહી, ખમાસમણ બહુ વાર ૪
એકવીસ નામે વર્ણવ્યો, તિહા પહેલુ અભિધાન,
શત્રુજય શુકરાજથી, જનક વચન બહુમાન ૫
સિદ્ધાચલ૦ (૧)
સમોસર્યા સિદ્ધાચલે, પુડરીક ગણધાર,
લાખ સવા મહાતમ કહ્યું, સુર નર સભા મઝાર ૬
ચૈત્રી પૂનમને દિને, કરી અનસણ એક માસ,
પાચ ક્રોડિ મુનિ સાથશુ, મુક્તિનિલયમા વાસ ૭
તિણે કારણ પુડરીકગિરિ, નામ થયું વિખ્યાત,
મન વચ કાયે વદીએ, ઊઠી નિત્ય પ્રભાત
સિદ્ધાચલ૦ (૨)
વીસ કોડિશું પાડવા, મોક્ષ ગયા ઈણે ઠામ,
એમ અનંત મુગતે ગયા, સિદ્ધક્ષેત્ર તિણે નામ. ૯
સિદ્ધાચલ૦ (૩)
અડસઠ તીરથ ન્હાવતા, અગરગ ઘડી એક,
તુબી-જલ-સ્નાને કરી, જાગ્યો ચિત્ત વિવેક ૧૦
ચદ્રશેખર રાજા પ્રમુખ, કર્મ કઠિન મલ ધામ,
અચલ પદે વિમલા થયા, તિણે વિમલાચલ નામ ૧૧
સિદ્ધાચલ૦ (૪)
પર્વતમાં સુરગિરિ વડો, જિન અભિષેક કરાય,

સિદ્ધ હુઆ સ્નાતક પદે, સુરગિરિ નામ ધરાય. ૧૨
ભરતાદિ ચૌદ ક્ષેત્રમાં, એ સમો તીરથ ન એક,
તિણે સુરગિરિ નામે નમું, જિહાં સુરવાસ અનેક. ૧૩
સિદ્ધાચલ૦........(૫)
એંશી યોજન પૃથુલ છે, ઉંચપણે છવ્વીશ;
મહિમાએ મોટો ગિરિ, મહાગિરિ નામ નમીશ. ૧૪
સિદ્ધાચલ૦........(૬)
ગણધર ગુણવંતા મુનિ, વિશ્વમાંહે વંદનીક;
જેહવો તેહવો સંયમી, એ તીર્થે પૂજનીક. ૧૫
વિપ્રલોક વિષધર સમા, દુઃખિયા ભૂતલ માન;
દ્રવ્યલિંગી કણ ક્ષેત્ર સમ, મુનિવર છીપ સમાન. ૧૬
શ્રાવક મેઘ સમા કહ્યા, કરતા પુણ્યનું કામ;
પુણ્યની રાશિ વધે ઘણી, તિણે પુણ્યરાશિ નામ. ૧૭
સિદ્ધાચલ૦........(૭)
સંયમધર મુનિવર ઘણા, તપ તપતા એક ધ્યાન;
કર્મ વિયોગે પામિયા, કેવલ લક્ષ્મી નિધાન. ૧૮
લાખ એકાણું શિવ વર્યા, નારદશું અણગાર;
નામ નમો તિણે આઠમું, શ્રીપદગિરિ નિરધાર. ૧૯
સિદ્ધાચલ૦........(૮)
શ્રી સીમંધરસ્વામીએ, એ ગિરિ મહિમા વિલાસ;
ઇંદ્રની આગે વરણવ્યો, તિણે એ ઇંદ્રપ્રકાશ. ૨૦
સિદ્ધાચલ૦........(૯)

દશ કોડી અણુવ્રત ધરા, ભક્તે જમાડે સાર,
જૈન તીરથ યાત્રા કરે, લાભ તણો નહિ પાર ૨૧

તેહ થકી સિદ્ધાચલે, એક મુનિને દાન,
દેતા લાભ ઘણો હુવે, મહાતીરથ અભિધાન ૨૨
સિદ્ધાચલ૦ . .(૧૦)

પ્રાયે એ ગિરિ શાશ્વતો, રહેશે કાલ અનંત,
શત્રુંજય મહાત્મ્ય સુણી, નમો શાશ્વતગિરિ સંત ૨૩
સિદ્ધાચલ૦.. .... (૧૧)

ગો નારી બાલક મુનિ, ચઉ હત્યા કરનાર,
યાત્રા કરતા કાર્તિકી, ન રહે પાપ લગાર ૨૪

જે પરદારા લંપટી, ચોરીના કરનાર,
દેવદ્રવ્ય ગુરુદ્રવ્યના, જે વલી ચોરણહાર ૨૫
ચૈત્રી કાર્તિકી પૂનમે, કરે યાત્રા ઇણે ઠામ,
તપ તપતા પાતિક ગલે, તિણે દઢશક્તિ નામ ૨૬
સિદ્ધાચલ૦ ...(૧૨)

ભવભય પામી નીકલ્યા, થાવચ્ચાસુત જેહ,
સહસ મુનિશું શિવ વર્યા, મુક્તિનિલયગિરિ તેહ ૨૭
સિદ્ધાચલ૦ . (૧૩)

ચંદા સૂરજ બિહુ જણા, ઊભા ઇણે ગિરિશૃંગ,
વધાવિયો વર્ણવ કરી, પુષ્પદંતગિરિ રંગ ૨૮
સિદ્ધાચલ૦ . .. (૧૪)

કર્મ કઠણ ભવજલ તજી, ઈહાં પામ્યા શિવ સદ્મ;
પ્રાણી પદ્મ નિરંજની, વંદો ગરિ મહાપદ્મ ૨૯
સિદ્ધાચલ૦...............(૧૫)

શિવવહુ-વિવાહ-ઉત્સવે, મંડપ રચિયો સાર,
મુનિવર વર બેઠક ભણી, પૃથ્વીપીઠ મનોહાર. ૩૦
સિદ્ધાચલ૦...............(૧૬)

શ્રી સુભદ્રગિરિ નમો, ભદ્ર તે મંગલ રૂપ;
જલ તરુ રજ ગિરિવર તણી, શિષ ચઢાવે ભૂપ. ૩૧
સિદ્ધાચલ૦...............(૧૭)

વિદ્યાધર સુર અપચ્છરા, નદી શેત્રુંજી વિલાસ;
કરતા હરતા પાપને, ભજીએ ભવી કૈલાસ. ૩૨
સિદ્ધાચલ૦...............(૧૮)

બીજા નિર્વાણી પ્રભુ, ગઇ ચોવીશી મઝાર;
તસ ગણધર મુનિમાં વડા, નામે કદંબ અણગાર. ૩૩
પ્રભુ વચને અનસણ કરી, મુક્તિપુરીમાં વાસ;
નામે કુંદબગિરિ નમો, તો હોય લીલ વિલાસ. ૩૪
સિદ્ધાચલ૦...............(૧૯)

પાતાલે જસ મૂલ છે, ઉજ્જવલગિરિનું સાર;
ત્રિકરણ યોગે વંદતા, અલ્પ હોએ સંસાર. ૩૫
સિદ્ધાચલ૦...............(૨૦)

તન મન ધન સુત વલ્લભા, સ્વર્ગાદિક સુખભોગ;
જે વંછે તે સંપજે, શિવ-રમણી સંયોગ. ૩૬

વિમલાચલ પરમેષ્ઠિનું, ધ્યાન ધરે ખટમાસ,
તેજ અપૂરવ વિસ્તરે, પૂગે સઘલી આશ. ૩૭
ત્રીજે ભવ સિદ્ધિ લહે, એ પણ પ્રાયિક વાચ,
ઉત્કૃષ્ટા પરિણામથી, અંતરમુહૂરત સાચ ૩૮
સર્વકામદાયક નમો, નામ કરી ઓળખાણ,
શ્રી શુભ વીરવિજય પ્રભુ, નમતાં ક્રોડ કલ્યાણ ૩૯
સિદ્ધાચલ૦ ...... (૨૧)

---

શ્રી પાર્શ્વનાથના ૧૦૮ નામનો છંદ

પાર્શ્વ જિનરાજ સુણી આજ સંખેશ્વરા,
પરમ પરમેશ્વરા વિશ્વ વ્યાપી,
ભીડ ભાગી જરા જાદવોની જઈ,
સ્થિર થઈ શંખપુરી નામ થાપી ૧
સાર કરી સાર મનોહારી મહારાજ તું,
માન મુજ વિનતી મન્ન માચી,
અવર દેવા તણી આશ કોણ કામની,
સ્વામીની સેવના એક સાચી. ૨
તુંહી અરિહંત ભગવંત ભવતારણો,
વારણો વિષમ ભય દુ:ખ વાટે,
તુંહી સુખ કારણો, સારણો કાજ સહુ,
તુંહી મનોહારણો સાચ માટે ૩

